શ્રી

# સુંદર કામદારની વાર્તા.


છપાવી પ્રસીદ્ધ કરનાર,

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃતિ ૨ જી. પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૮૪. સને ૧૯૨૮.

મનહર પ્રિન્ટીંગ પ્રેસમાં મોતીલાલ ગણપતરામે છાપી.

ઠે. પાનકોરના નાકા, અમદાવાદ.

કીંમત ૦—૮—૦.

# સુંદર કામદારની વાર્તા.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ

પુરવછાયા—પ્રથમ સારદા વરણવું ગણપત લાગુ પાય; અવિચળ વાણી આપજો મયા કરો તમે માય આખ્યાન કહુ સુંદર તણુ જે સતવાદી કહેવાય સાં-ભળનાં સુખ ઉપજે, મારી આશા પુરી થાય. વઇતાળ કહે તમે સાંભળો સદગુણી રાજા વિર, સુણીને ઉત્તર દીજીએ, આખ્યાન કહું છું ધીર. નગર એક કનકાવતી, ત્યાં કામસેન રાજન. રાજ અતિ રળીઆમણુ, જોઇ હરખે મન ચોપાઇ—તેની નગરિ જે ઉતર દેશો. તેમ વરણ અઢારે વસે, રાજ કુળવસે છત્રીસ, બ્રામણ વ-સે સહસ્ત્ર બત્રીસ. વહેવારીઆ વસે સહસ્ત્ર અઢાર, ક્ષ-ત્રી વસે ત્યાં સહરય, ચાર આઠ સહસ્ત્રવશે શોની કંસા રા, રંગારા ત્યાં સહસ્ત્રજ ચાર. પાંચ સહસ્ત્ર ઘર સાળવી તણાં છીપાં વાશો વશે ત્યાં ઘણાં ભાટ ચીતારા રહેન્યાં સાર વણજારા નળી રહે લુહાર તે નગરિ વરણવિ ન વ જાય, ત્યાં કામશેન છે રાજાય; પુત્ર રાજાને છે ચાર મહા બુધવંત નહાનો કુમાર પુરવછાયા—કનકશેન

નામ સહિ,તેને ચાર છે તન; પદ્માવતી નારી સહિ, વદલોચન પ્રધાન. ૧ ચોપાઇ—સબળશેન મોટાનું નામ, માનશેન બીજાનુ નામ,ધરમશેન ત્રીજો કહેવાય સુંદસશેન તે ચોથો રાય.પુરવછાયા—એક દિવસ તેણે સમે, સભા ભરી રાજન, માન દઇ બોલાવીઆ ચારે જેનીજ તન. ચોપાઇ—મોટા પુત્રને પુછે રાજન. કોને નસીબે જમે તું અન, જુઠું બોલે તુને મારી આણ. સાચુ કહુ છું તને પ્રમાણ.

પુરવછાયા—કુંવર વીચારી બોલ્યો,ધીરજ રાખી મન તમ નસીબે જમીએ,અમે પીતાજી ઝાઝુ અન; અમે છોરૂ તમ તણા જુઠું નહી લગાર. સત્ય વચન તમને કહુ; સાચુ માનો રાય. ૨ ચોપાઇ—તેડયો બીજો પોતાનો તન.એને એક કહ્યું વચન સાચી વાતો કહો આ દન કોને નસીબે જમે તું અન. તમે જુઠું માં કેહેશો લગાર સાચી વાત કરો નીરધાર,જેવું હોય તેવું કહો નીરવાણ.નહીતો તુજને મારી આણ. ૨ પુરવછાયા—બીજો પુત્ર બોલ્યો સહી,સુણો પીતાજી વચન.તમ નસીબે જમીએ સહી,પીતાજી ઝાઝુ અન.મેડી મોહોલ ને માળીઆં, ગજ રથને ભંડાર તમ નસીબે ભોગવું

સાચુ કહુ નીરધાર.૩ ચોપાઇ—તેડયો પુત્ર ત્રીજો તેણી
વાર, રાજા બોલ્યો મુખવીચાર, સાચુ કુંવર વદોરે વચન
કોને નસીબે જમેતુ અન તેતો પુત્ર વદે તેણીવાર સાંભ-
ળો પીતાજી કહુ વીચાર તમ થકી નીપની આ કાય, તે
માટે ખોટુ ન બોલાય. આખુ છેજી તમારૂ ગાત્ર, તેમાં
અન તે કોણજ માત્ર, એમ કહિને છાનો થાય; તેડયો
ચોથો સુંદર રાય-પુરવછાયા—રાયે સુંદર તેડીઓ, ના
નડીઓતે કુમાર તેને રાયે પુછીયુ સાચુ બોલો આણી
વાર લાડકવાયો તુ પુત્ર સહિ. સાચુ બોલો વચન
તે માટે પુછું તુજને, કોણ નસીબેજમે તુ અનં વચન
એવાં સાંભળીસુંદર બોલ્યો તે વાર,પીતા મુરખદીસો
સહી ધીક ધીક તુમ અવતાર ૪ ચોપાઇ-સુંદર બોલ્યો
મુખથી વાણ પીતાજી કાંઇ મન સુજાણનસીબ સરવના
ભેળાં તાત તેમાં ખોટી નહિ કાંઇ વાત અહંકાર કાંઇ
નવ આણીયે મન, સઉને આપનારો જગજીવન ઉદ-
રમાં જીવ રહે હજાર,રક્ષા કરેછે દેવ મોરાર. આગળથી
દુધ માતાને હોય પછે જન્મ ત્યાં પામે શોય પ્રાણી ઉ
પાઢે માથે ભાર ખોટો થાય તેનો અવતાર જન્મ
દીધે તમે મને તાત, નસીબ કરે તે સાચી વાત નાનો

પુત્ર એમ બોલ્યોવાણ પીતા સાચુ માનો પરમાણ પુરવછાયા વચન એવાંસાંભળી, ચઢી રાયને રિસ;ચ રણ કેરી આંગળીથી જવાળા, ઉઠીશીશ ૧છેકોઇ અહી હાજર સહી, આના ઉતારો શણગાર; કહાડો મારી ન જર થકી ન રહે નગર મોઝાર. આપકરમી એતો સહી જોઉં પારખ જાણ આડી વાત કોઇ જે કરે તેને માહરી આણ. ૩ કાહાડયો કુંવરને ત્યાં થકી. તે આવ્યો માતા પાસ, ઝાંખુ મુખ દેખી કરી, માએ નાંખ્યો નીસ્વાસ.

ચોપાઈ માતા મુખથી બોલી વાણ; સાંભળ પુત્ર ચતુર સુજાણ કોણે દુખીઓ તુજને તાત સાચી કહેરે મુજને વાત.બોલ્યો સુંદર મુખથી શોચ, કરમે લખ્યું તે પાછુ નહોય, પીતાએ મુજને કાઢયો બહાર હું તો જઇશ વન મોઝાર. વચન એસુતનાં સાંભળી, રાણી મનમાં થઇ કળકળીરાજાને કહે કરી પ્રણામ શો ગુનો છે પુત્રનો શામ. રાજાએ ક્રોધ કર્યો તેણીવાર બોલીશતો તુને મારીશ ઠાર પુરવછાયા તારે રાણી રૂદન કરે ઘણુ જોતાં તેણીવાર;પુત્રપધારે વન વીશે પ્રાણ તજુ આવાર. ૧ ચોપાઇ તોટક રાણી બોલીવાણ સાંભળોરાજાચતુ ર સુજાણ; હવે હું તજુ મારા પ્રાણ, પુત્ર વીના ન રહુ

નીરવાણુ, પુત્ર વીના અડવુ બોલે જન,પુત્ર સમુ નહી
કોઇ ધન; રાણી કરે અતિ રૂદન. પુત્ર વીના ઘર જેવુ
વન, પુત્ર વીના પીયર નહિ માન પુત્રવીના મંદીર સ
મસાન; પુત્ર વના ઉજડ ઘર રાન પુત્રવીના ન ભાવે
ધાન; મારૂ રીસાઇ જાયછે રતન. મેહેર કરે તું જગજી
વન; એમ કહિને સુંદર સામુ જુવે સુતને કંઠેવળગી
ને રૂવે. સુંદર માતાને લાગ્યો પાય.આશીશ દો તમે
મોરીમાય તમ વચને સહુ સિદ્ધથાય, આજ્ઞા દોવનમાં
જાઉમાય. વળી કહે છે માતને વાત. કોના માતનેકો-
ના તાત;સાથે આવશે પુન્યને પાપ, અમેતો વન ચા-
લીશું આજ. પ્રાણી ગરવ કરે જે કોય પાછળથી તેને
પસ્તાવો હોય હું તો બીઉ નહી લગાર, મારે પણ મ-
રવું એકવાંર. ખોટો સરવ છે આ સંસાર તેમાટે ભ-
જીલેઉ કીરતાર. હુકમ હશે આવ્યાનો શ્રીહરી તો મ-
ળીશુ માતતમને ફરી પુરવછાયા-શીખઆપો મુજમા
વડી કહુછુ વારંવાર; જીવિશુ તો આવીશુ નહિ તો કો-
ટીક જુહાર માત વળતી એમ વદે, તુજ વિણ નવ રે-
હેવાય; નેન પડેછે નીસરી; મારૂ કાળજુ કડકા થાય.

ચોપાઇ—આષીશ દઇ કહે વહેલા આવજો, સ્ત્રીચાર

પરણી લાવજો, એમ માતા દિયે આશીશ તમેજીવજો કરોડ બતરીશ ચાલ્યો એકલો વન મોજાર, બાર ની સરયો રાજકુમાર, શુકન થયા રૂડા નીરધાર, ચાલ્યો કુંવર ગામથી બહાર. પુરવછાયા એક વિપ્ર વદન સુખડે ભર્યો ઘેનુર વાંછી જાય, વરકન્યા પરણી મળ્યાં, દેખી રીઝો કુમાર. માલણ પુષ્પ લઇ મળી, પુત્રવંતી એક નાર; શુકન સહુ સારા થયા, જોઇ હરખ્યોતેહાર. ચોપાઇ—હરખ પામ્યો તે રાજકુમાર. ચાલ્યો વેગથી વન મોઝાર; હાથે મુદ્દરિકા રહી છે જેહ, વાટ ખરચી માં પાસે તેહ. શુકન વદી ચાલ્યો જેટલે પ્રધાન પુત્ર મળયો તેટલે; સ્નેહી મીત્ર તે સુંદરનો થાય, પછે શા બદા થયા કોપ્યા રાય. વાત વીસ્તારિ કહો મુજભાત તવ કુવર બોલ્યા સાક્ષાત; દેશવટો દીધોરાજન તેથી હવે જાશુ અમે વનં તવ પ્રધાન પુત્ર બોલ્યોવાણ. અમે ભેળા આવશું જાણ; તુજવિના તે કેમ રહેવાય, વડી એક વરસની થાય. સુંદર કહે પાછા જાઓ વિર, વનમાં વેઠવું દુખ શરિર; સુણી મીત્ર બોલ્યો વચન, ભેળો આવિશ હુંતો રાજન, બેઉ જણ ચાલ્યા જેટલે, વજીર પુત્ર મળયો તેટલે, તમે શાબદાથયા કયાં

આઇ તવ મુખથી બોલ્યા તે ધાઇ; દેશવટો દીધોછે તા-
ત માંડીને કહિ સરવે વાત; વચન તે કુવરનાં સુણી,
હું તો ભેળો આવિશ વળી. ત્રણ જણ મળીચાલીઆ
જેટલે, કોટવાળ પુત્ર મળ્યો તેટલે, તેણે જુહાર કરયા
મહારાજ; શાબદા થયા તમો કયાં આજ. તેનું કારણ
શું છે મન, અમ આગળ કહોને વચન; ત્યારે કુંવર
બોલ્યો મુખથી વાણ, દેશવટો દીધો તાતે જાણ. માટે
અમે તે વન ચાલશુ, કોટવાળ પુત્ર કહે ભેળા આવ
શું; પછી વાત કુંવરે કહિ, માની નહિ અમે આવશુ
સહિ. ચાર જણા ત્યાં ભેળા થઈ, વન ચાલ્યા તે ત્યાં
સહી; જોજન એક ચાલ્યા જેટલે,ત્યાં અચરત દીઠું તે
ટલે ત્યાં સરીતા વહે સવલી, નહાતાં પાપ જાએ સહુ
બળી; ત્યાં દેવળ શીવનું સહી, ચારે કુંવર ત્યાં આ
વ્યા વહી. ઉતમ સ્થળ જોઇ ઉતરયા તાંહાં રજની
વાસો રહીશુ ઇહાં, ચારે કહે તે ગમીવાત, સ્થીરથઇ
ને બેઠા ભલી ભાત એક બીજા પ્રત્યે કહિ વાણ, કોઇ
પાસે ધન નથી જાણ, રાજકુંવરને હાથે જેહ, મુદરિકા
હતી હેમનિ તેહ, તે લઇને વેચવા જાએ, દ્રવ્ય લઇ
આવ્યા તે રાએ. ત્યાં આવી કીધુ ભોજન, ચારે જણ

સુતા તે દિન, રાજકુંવર નીંદાવશ થયો, ચારે જણ વિચારજ કરયો. પુરવછાયા ધન નથી કોઇની કને, જમવું જોઇશે સાર, વનમાં દુખ અતીત્રણુ એમકરતા વિચાર સુતો સુંદર મહેલિયો. ત્રણે ઉઠી જાય પ્રભાતે સુંદર ઉઠીયો, તરણે નવ દેખે કયાંય. પછે કુંવર ઉઠિ આલિયો, શોચ કરતો મન, પેલાએ કોઇ કેનું નહી એમ વીચારે મન.

ચોપાઇ પછે મુદ્રિકા વેચી જેહ, હવે તેનુ ઉપન્યું તેહ, લઇ કુંવર ત્યાંથી ચાલીયો, ત્યાં સુંદર પંથે પ ળ્યો. પછે માસ બે ચાલતા થયા, છટે પોતો તે સુંદ ર રાય, ખરચી આવી રહી ત્યા જાણ, અપવાસ ત્રણ થયા નિવારણ. એમ નગર આવ્યું છે જ્યાંહાં, રતલ પુર તેતો કહેવાય; તેમાં રતનસેન રાજન, તેજપાલ નામે પ્રધાન. ૭૩ તે નગર ઢુંકડે આવ્યા સાર, તારે સુંદરે કરયો વિચાર નથી ખાવા કાંઇ માહારી પાસ મુને ત્રણ થયા અપવાસ. ૭૪ તારે વીચાર કીધો સાર એક બાંધ્યો કાષ્ટનો ભાર. તે ભારો લઇ પરવરયો નગર સમીપે લઇ નિસરયો. ૭૫ ભલો ભલો તુ દીન દયાળ, કે દાડે ન ઉપડયા ભાર; આવ્યો નગર પાસે

જેટલે, શુકન રૂડા થયા તેટલે.

પુરવછાયા—શુકન રાજાને રૂડા થયા, વર કન્યા પરણીજાય બ્રાહ્મણ વેદ ભણે ઘણા, બોલે જય જય કાર. ૭૭ નગરની શોભા અતી ઘણી, મુખથી નવ કે હેવાય,સુવરણ કળસે નારીયો, નિર ભરીને જાય. ૭૮ સુંદર ચાલ્યો તે નગરમાં, આવ્યો ચૌટા મોઝાર, ભારો લેઇને ઉભો રહયો, તે જોતાં તેને હાર. ૭૯

પુરવછાયા સુંદર ઉભો તે ચઉટા મોઝાર, ત્યાં ભણાવે પંડયો નિશાળ, પંડયો બોલ્યો મુખથી વાણ, સુંદર કેરા ભારાને જાણ ૮૦ સાદ કરાવ્યો જેટલે; સુંદર આવી ઉભો તેટલે; ભારાનું મુલ કરો તે તમો. જે માગો તે આપુ અમો ૮૧ તારે સુંદર બોલ્યો વાણ, મુને અન જોઇએ નીરવાણ; બે ટંક હું અનાજ જમુ ભારો આપી ભમતો ફરૂ. ૮૨ ત્યારે પંડયો બોલ્યો જેહ. પેટ વડીએ રાખ્યો તેહ; ત્યાંતો સુંદર રાત રહે, સુખ દુખ જે પડે તે સહે. ૮૩ પુરવછાયા—પછે પેટ વડીએ રાખ્યો સહી સુંદર તેણિવાર; ખાય પીએ દીન નીર ગમે, નીત લાવે કાષ્ટનો ભાર.૮૪ હાથમાં ઓઠણ પડયાં,ઘણાં,તારે પંડયાવિચારે મન;કોમળકાયાદી

સે વણી, એ સુખીયા દીસે તન. ૮૫ ચોપાઇ—સુખી યો દીસે આતુરે તન એમ પંડયો બોલ્યો વચન, કાષ્ટ જાવા દે આણે ઠામ. નીશાળનું તુ કરજે કામ. ૮૬ સુંદર તેઓ ન બોલે લગાર, મુરખો નામ પાડ્યું તેણી વાર; તે નીશાળીયાને મન ભાવે, મુરખો કહીને બોલાવે ૮૭ પુરવછાયા મુરખો મુરખો સરવે કહે, વાહાલો લાગે અપાર; બત્રીશ લક્ષણો છે ખરો, પણ બોલે નહી લગાર. ૮૮ તન રૂડો તેજપાલનો, ભણે નીશાળે સાર, ભાવ ભલો પંડયા તણો તે રાજા તણો કામદાર ૮૯ રતનસેન રાજા સહી, તનિ પુત્રી જેહ, તે નિશાળે ભણે સહી, ફુલવંતિ નામે તેહ. ચોપાઇ—ફુલવંતિ ભણે તે નિશાળ, તેતો રતનસેનનીરે બાળ; રૂપવંતીને કળા અપાર, અંતરપટ બાંધી ભણે નીરધાર. ૯૧ પંડયાને મન ભાવ અપાર. કુંવરી તેજ તણો ભંડાર; ત્યાં ભણે તેજપાળનો કુમાર ભાવે ભણે કળવંતીનાર ૯૨ પુરવછાયા-ઘણા દીવસ એમ વહી ગયા. જોતાં તેણે ઠામ; અંતરપટ ઉંચો કરયો. દિઠો તેજપાળા કુમાર. ૯૪ નજરે નજર ભેળી થઇ. મોહ પામ્યા બેહુ જણ;માંહોમાંહે સમજી રહ્યાં,જોતાં તે પરમાણ ૯૪ નેન

પદારથ નેન રસ,નેને નેન મલંત;જ્યારે થાયછે પ્રીતડી પ્રથમ નેન કરંત.૯૪ પ્રીત બંધાણી પ્રેમશું; નજર થાંતાં એક; જીવણુ પ્રાણુછે માહરો. વાહલો મુજને વિશેક. ૯૫ નજર ઝટ લાગી રહી, સામાંબેઠાં સેણુ; હઇયુ રાખે હાલકી. પણ ઝડપ નાંખે નેણ. ૯૬ સજન સાથે પ્રીતડી, મન બાંધ્યું તેસાથ વરેહ વાધ્યો ઘણો અંગમાં,ન ગમે બીજીવાત, ૯૭ હવે હું તો હું કરૂં એ વીના ન રહેવાય; જો એને દેખું નહી, તો પ્રાણજ માહારો જાય.૯૮જે ઘડીએ મેં ભાળીઓ, દીઠો પટદામાં હ; તે ઘડીનો ચટકડો, મુને લાગ્યો હઇયામાંહ. ૯૯એટલા દીવસ એળે ગયા પંએ લેખ્યો કામદાર; હવે ઉપાય કરૂ સહી એમવીચ્યારે નાર. ૧૦૦ પ્રીતલાગી છે તેણીવાર. કુળવતીએ કરયો વીચાર:સાદ કર્યો ત્યાં મુરખાને જાણ, આ લે પાટલો નીરવાણ. ૧૦૧ કુળવંતીએ દીઠો લગાર. પાડ્યો થયોનથી મોકલ્યો સાર; પાટીમાં લખ્યો એ તુ વીચાર, તુછે મારો પ્રાણ આધાર. ૧૦૨પાટી આપી મુરખાને તેણીવાર, આપજેનેજ પાલ કુમાર, મુરખે હાથમાં લીધી સાચ, મન વાંચીને વીસ્મે હોય. ૧૦૩ આતો પ્રીત બંધાણી અપાર મુરખો

મનમાં કરે વિચાર; જોઉ પારખું એનું સોએ, તેમાં બીજો નવ જાણે કોએ.૧૦૪ લઇ પાટીને મુરખો જાએ. તેજપાળ કુંવરને આપી ત્યાંહે; ધનપાળ છે તેનું નામ, વડો નીશાળીઓ તે ઠામ. ૧૦૫ પાટીમાં લખ્યો વીચાર, તુ માહરો પ્રાણઆધાર; મારૂં તુજશુ બધાણુ મન, ભલો ભલો તેજપાલ તન. ૧૦૬ તુજ વીના મં ઘડી ન રહેવાય, ઘડી એક વરસની થાય; તમારા મેનનીરે જાણો તમો. ઝાઝી વાત શુ કહીએ અમો મુરખે પાટી આપી સાર, તેમાં જાણ્યો તે સરવ વીચાર; પુછે પાછો ઉતર જેહ, કામદારે લખીયો તેહ. ૧૦૭ પુરવછાયા—પાછો આંકજ માંડીઓ, સાંભળરે તું નાર તમે લખ્યું તે સમજીઓ. હરખ પામ્યો અપાર. ૧૦૮ પણ એક ઉત્તમ છે ખરૂ જાણે તાહરો બાપ; તો સુખમાંથી દુખ ઉપજે, થાય ઘણો સંતાપ. ૧૦૯ અમેજ તે વાણીઆ, તાહરો તાત રાજન; તે માટે તમને કહુ વીચારી જોજો મન. ૧૧૦ પણ એક વાત તમને કહુ, શોર તણુ નહી કામ; એ વાત ગુપત રાખવી, જોતાં એણે ઠામ. ૧૧૧ ચોપાઇ—લખી પાટી તે આપી હાથ મુરખો મનમાં સમજ્યો વાત; મુરખે પાટી દીધી જાણ

કુળવંતીને હાથ પરમાણુ. ૧૧૨ કુળવતીએ વાંચ્યો વીચાર, જે લખ્યુ તેજપાલ કુમાર, પાછુ વચન [illegible] પ્રમાણુ, મારા જીવ સામો તુ જાણુ. ૧૧૩ માટે કરવો એક ઉપાય. જેમ કાંઇ ન જાણે રાય; મારો પીતા કહીએ જેર, તેને લાડકવાઇ હુ તેહ.૧૧૫તારૂકોઇ નવ લીએ,નામ,તે માટે નીસ્ચેકરવું કામ;તુંતો માહરોપ્રાણાધાર, એક ઘડી ન મેલું આ વાર. ૧૧૬ તે માટે કરલો પરપંચ, જેમાં આવે કંઇ નહી અંચ; તે માટે એક કહુ છુ ઉપાય, જેમ આપણે સુખડું થાય૧૧૭

પુરવછાયા—સુખ થાય જેમ આપણે,એક કહુઉપાય; ઇશ્વર દેહેરૂ છે શહી, ત્યાં તમે આવો રાય. ૧૧૮ દીઠો ઇશ્વર ધન આગળો, તમે જાજો તેને ઠામ; રાતે હુ આવુ સહી, કરી પોતાનું કામ૧૧૯ઘડીમાં સાઢ બેશી કરી, ઘડીએ જાય જોજન ચાર; એ પ્રયાણ છે આપણો, હુ આવુ તેણે ઠાર.૧૨૦ ચોપાઇ—હું આવુછું પાણજીવન. સામગ્રી કરજો આણે દન; એમ પાટીમાં લખ્યો આંક મુરખાને આપી નીસંક.૧૨૧ મુરખે મનમાં વાંચ્યુ તેણીવાર, તે નવજાણે કુલવંતી નાર; પાટી દીધી શેઠને હાથ, વાંચી મનમાં સમજ્યો

વાત ૧૨૨ પોતાની સામગ્રી થાએ. મુરખો પંડ્યાની પાસે જાયે; પંડ્યા શીખદીએ જાસુ ઘેર વળી આવ શુ પાછો ફેર. ૧૨૩ પુરવછાયા—ગુરૂજીએ રાજી થઇ ને કહ્યું, જા ઘેર નીરધાર; આજ્ઞા લઇ તે આવીયો તે જપાલને દ્વાર. ૧૨૪ કેહેવા લાગ્યો મુખથકી, મુરખો તેણીવાર; જો સુખ ઇચ્છો આપનુ તો ચેતી લ્યો આ વાર ૧૨૫ નજરે ખેલ મેં નીરખીયો, કીધો એક વી ચાર; કુલંતી ધનપાલ બે, નીકળીજાશે બહાર. ૧૨૬ લાજે કાજ સરસે સહુ, આબરૂ જોતાં જાય; માટે ચેતો આ ઘડી, જેથી રૂડુ થાય .૧૨૭ જો માનો નહા માહ રૂ, જુવો પુત્રીની પેર; સાચુ જુઠ જાણશો, પોતા કેરે ઘેર. ૧૨૮ જોતાં સાચુ નીકળ્યું, કબજ કરયો તેવાર તાળુ દઇ મહી પુરીઓ, પોતાનો કુમાર. ૧૩૦ ઉતા રીને તે આવીઓ, વેગે મુરખા પાસ; મુઠી ભરી રૂ પીઆ તણી, આપી કહયું શાબાશ. ૧૩૧ ચોપાઈ આવ્યો મહેલથી બહાર, જે છે તજપાલ કામદાર; મુ-ઠી ભરી રૂપીઆની આપુ તને. ભલુથયું જે ચેતાવ્યો મુને. ૧૩૨ કોઇને કહીશ નહી એ વાત, ઉપકાર માનુ તુજ ભ્રાત; મુરખો કહે મુને છે સઉ ભાન,

વાત કોઇ નવ જાણે પરધાન.૧૩૩એમ કહીને ચાલ્યો તેણીવાર, આવિ ઉભો તે મધ્ય બજાર, ગુજરીમાં છે વસ્ત્ર અપાર, જોઇએ તવાં લીધાં નીરધાર.૧૩૪વળી લીધાં બીજા હથીઆર, ચાલી નીકળ્યો નગરથી બહાર, પિતે કર્યું શીવ પુજન ચાલ્યો સુંદર તેને દીન ૧૩૫ પુરવછાયા—બહાર નીસરયો તે સહી, આવીઓ શીવ મંદિર; પૂજા કીધી પ્રેમશુ, મનમાં રાખી ધીર ૧ સ્તુની કીધી અધીક ઘણી, પુજા કીધી અપાર, ત્રણ સાદ કર જો મને તો ઉઠયો શીવ ત્રીપુરાર. ૨ પુજા કરી બેઠા સહી, રાત પડી નીરવાણ;કુળવંતી તતબર થઈ. તતક્ષણ આવવા જાણ. ૩ ઘડીઆ જોજનસાંઢણી લીધિ તેણીવાર; વેગે વહીને ચાલીયાં, સાથે લીધી રતુકાર. ૪ ચડીને ચાલી સહી, મનમાં ગણું રળીઆત, ચાલ ચાલે વેગે સહી, દાવીશું કરતી વાત. ૫ મીત વાટ જુવે ખરિ, તેજપાલનો કુમાર. અસુર થયુ ઝટ ચાલીયાં; પોહોચ્યાં સીધ તે ઠાર ચોપાઇ—એટલે આવ્યા દેવલ મોઝાર, સાદ કીધો ત્યાં તેણીવાર; સાદ કીધા તણુ જેટલે, ઉઠી બેઠા થયો તેટલે. ૭ સાંઢ હંકારી રતુકાર, ચઢી બેઠો સુંદર તેણીવાર મહા વનમાં ચાર

જણા, ત્યાંથી ચાલ્યા તે નીરધાર; ૮ પુરવછાયા—પ-
છમ બેઠો મુરખો, આગળ તે રતુકાર; વચમાં રાણીકુ
લવંતી, તે સાંઢ હાંકી તે વાર. ૯ પવન વેગે સાંઢણી
અધર ચાલી જાય; મનમાં આણંદ અતી ઘણો, ઉલટ
અંગ ન માય. ૧૦ આશા પોહોતી અતી ઘણી, હઈડે
હરખ અપાર; આજે ભાગ્ય અમતણું, હું પામીએ ભ-
રથાર. ચોપાઈ—ગડગડ સાંઢ હંકારી જાય, અઘોર વ
નને મારગે ધાય; પવન વેગે સાંઢ અપાર; નિસરી
બહુપંથ મોઝાર. ૧૨ તારે કુલવંતી બોલી પરકાશ, આ
વ્યાં આવ્યાં જોજન પચાસ. શે ન બોલો પ્રાણ જીવન
મારૂ તમમાં વળગ્યુ તન. ૧૩ આખી રાત ત્યાં વહીને
જાય, તમારા મનમાં કાંઈ નવ થાય, એમ બોલી કુળ-
વંતી નાર, સાંભળો તેજપાલ કુમાર. ૧૪વાત કરીને
મુરખથી સાર, શુ મનડામાં કરો વીચાર, બીક કોની
ધરો છો મન, નથી બોલતા મુખથી વચન ૧૫મુરખો
બોલ્યો નહી લગાર. તારે બોલી તે રતુકાર, તમે છો
ના રહો મોરી વાત, હમણા જોતાં થાશે પરભાત. ૧૬
પુરવછાયા—રતુકાર બોલી સહી, સાંભળો કુળવંતી
નાર વણીક કેરો બેટડો, બીહીક ધરે અપાર. ૧૭ રાત

અંધારી ઉપર, ચોર હશે કોઈ જાણ્યું; તે મોઢબોલે નહી એ છે ચતુર સુજાણ; ચોપાઇ—ચતુર હોય વણીકનો તન, તેને માટે નથી બોલતાં કાંઇવચન; આપણનારી નાનેરાં બાળ, ચોર મળે તો થાય જંજાળ. ૧૮ કોઇ લુટી લે આપણું ધન, એમ મુખથી બોલે કામની તે માટે છાની રહે માત, વનમાં ઝાઝી ન કરીએ વાત ૧૯ વાત કરે ને સાંઠ ચાલી જાય, તારે બોલી કુળવંત ત્યાંય, બીક કોની ધરો છો મન, બોલો બોલો પ્રાણજી વન ૨૦ વાત કરે ને સાંઠ ચાલી જાય, પ્રાતુસકાળની વેળા થાય; વીટી રજનીને ઉગ્યો દન, તારે મુરખે ઝબકાવ્યું વદન ૨૧ ત્યારે બોલી કુળવંતી નાર, તુતો સાંભળરતુકાર; આતો નોય તેજપાલનો કુમાર મુરખો વર ઓળખ્યો તેણીવાર, ફટફટ પાપણી વીધાત, મને દુખ તણી તું દાત; કુળવંતીને થઇ મુરછાય પડી ગઇ ત્યાં પૃથ્વી માંહ. ૨૩ છાતીશુ ચાંપી રતુકાર ખમા ખમા તુજને બહુ નાર; નેત્રથી આંસુ પાતજા થાય, મુખથી કાંઇ નવરે બોલાય. ૨૪ પુરવછાયા—ખમા ખમા દાસી કહે, ભાડી તે રૂદીયા માંહ; ઘટીકા બે પુઠે સહિ, ટળી તીહાં મુરછાય. ૧ વળતી તે કોપે

ચઢી, કુળવંતી બોલી વાણ, મુખ નવ જોઉ મુરખનું હું છાંડુ માહરા પ્રાણ. ૨ રીસ ઘણી ચઢીનારને, બોલી મુખ તે વાર આંસુ પડે બહુ આંખથી. કાઢી પગની પેજાર. ૩ એનું મુખ દેખુ નહિં પાપી એ કહેવાય, વાહાલાવછો હોયે સહી, કયાંરે ઇહાંથી જાય. ૪ કાઢકાઢ એને સહી, મોઢુ એનુ બાળ; તે માટે તુજને કહુ. એને હેઠે ઉતાર. ૫ તારે મુરખો બોલીયો, કોણ આવે તુજ સાથ, શીવને દેહેરે આવિને કીધી મુજને ઘાત. ૬ હું પુજા કરવા આવીયો, સદાશીવની જેહ; ભાંગજ પીધી મેં હતિ, ઘાતજકીધોતેહ. ૭ ગામમુકાવ્યું ઠામમુકાવ્યું મુકાવી નીશાળ; અવગુણ કીધો તે સહી વળીદેછે મુજને ગાળ. ૮ ચોપાઇ—એમ કહીને ચાલ્યો તેણીવાર, ત્યારે બોલી તે રતુકાર; આપડે ઉભાં એકલાં વન, ચોર મળે તો લઇ જાય ધન. ૧ પુરૂષ વીના કેમ રેહેવાય. એ રાંડ્યું ધાન સ્ત્રી કેહેવાય; જે થાનકે નારીજાય, પૃથવિ તેને ખાવા ધાય ૨ એમ કહે તે ર તુકાર, એ પાપીને માર પેંજાર; એને દેખી વ્યાપે કાળ, માહારી નજરથી મોઢુ બાળ. ૩ પછે મુરખો બોલ્યો તેણી વાર ભલો ભલો તું વીશ્વાધાર; દામોદર છું તમારો દાસ,

સેવકને ઘણે વીશ્વાસ. ૪ માટે વાર કરો તુજ સ્વામ, હુંતો જપુરે તમારૂ નામ; તમે ભક્તતણા પ્રતિપાળ, માહારૂ દુખ કાપો ગોપાળ. ૫ પુરવછાયા– દાસ પ્રભુ છું તમતણો, કરૂણાનીધ કેશવરાય; એમ કહેતો ચાલીઓ, શોક કરતો જાય. સુંદર ચાલ્યો વનવીષે, બોલીત્યાંરતુકાળ; બાઇજી કહુ તે સાંભળો, સાદ કરૂ આવાર. ૭ ચોપાઇ—સાદ કરૂછું એને શાર ત્યારે બોલી કુળવંતી નાર; કહુ તારે તું ધરજે સાર મુજ આગળ ન કરજે ઉચ્ચાર. ૮ તારે મન આવે તે કરનાર, ત્યારે સાદકીધો તેણીવાર. તું આવ મુરખ આણે ઠામ, એમ કહી બોલાવ્યો તે નાર. ૯ મુરખો ઉભો રહયો તે જાણુ, ત્યારે બોલ્યો મુંખથી વાણ; મારો વાંક નથી લગાર, તમે તેડી લાવ્યાં વનમોઝાર, ૧૦ ઓરા આવો ને મુરખા ભાઇ, તમે રીસ ન કરશોં કાંઇ; ત્યારે પાછો આવ્યો નીરધાર, સાંઢ હંકારી તેણીવાર. ૧૧

પુરવછાયા—સાંઢ હંકારી ત્યાં થકી, તે પવનવેગે ખળાય; ઝળહળતુ ઝબકી રહયું, એક નગર અનુપમ ત્યાંય ૧ દીસે બહુ રળીઆમણુ, જાણે હોય કઇલાસ; સાંન વેગે આવીસહી, તેજ નગરની પાસ. ૨ એક પુ-

લવાડી દીઠી, સહી, સાંઢ હુંકારી તે માંહ ત્યાં આવી ઉભા રહયા, પછે નગર નીરખે તાંહ ૩ ઉંચા મંદીર માળીઆ, શોભેતેજ પ્રકાશ; હેમ ઘડુલે શોભતી, નારી મન હુલાસ. ૪ ચોપાંઇ—નીર ભરતીતી નારિઓ સોએ, તેનું રૂપ દેખી મન મોહે; ભલાં ચઉટાં શેરીને પોળ, સામો સામી હાટની ઓળ. ૧ લીપીલીત કનકની ગાર, નાટારંગ ત્યાં નૃત્ય અપાર; દેખી હરખી કુળવંતી નાર બોલી દાસી પ્રત્યે તેણીવાર. ૨ કુળવંતી બોલી વાણ, સાંભળ દાસી ચતુરસુજાણ, હવે બીજેરે કયાં જવાય, જોને શુકન રૂડા થાય. ૩ ખર જમણો થાયે આવાર, એમકેહેતી કુળવંતીનાર, જળ ભરતી નારી સોય, રૂડાએવા શુકન હોય ૪ પુરવછાયા-કુળવંતી એમ ઓચરી, સાંભળ તું રતુકાર ક્ષુધા લાગી ઉદરમાં, જમવા નહી લગાર ૧ તુ મોકલ સુરખાને સહી, ખાવાનુ લેવા સાર ત્યારે ત્યાં બોલાવીઓ તે વેળા રતુકાર, ૨ લાવ ખાવાને તું તો સહી, તુ જા ચઉટા મોઝાર તવ સુરખો મુખથીબોલીઓ હું પાસે ધન નહી લગાર. ૩ ચોપાઇ-મુજ પાસે ધન નહી લગાર, ત્યારે બોલી રતુકાળ; ધન આપો તમે મોરી મા-

એ, જેમ મુરખો ચઉટામાં જાએ; તારે કુળવંતી કરતી જતન જુગતેથી કાઢયું રતન; આપ્યુ મુરખમાને તે તો તાંય મુરખો લઇ બજારે જાય ૪ ઝવેરી હાટે આવ્યો તે જાણ, આવી મુખથી બોલ્યો વાંણ; ઝવેરી હાટ કયાં છે જેહ, એક વાણીઓ બોલ્યો તેહ. ૫ રાજદ્વાર ગયા છે સાર, ઝવેરી હાટે નહી આવાર; વણીકનાં સુણીરે વચન, મુરખો વીચાર કરતો મન. ૬ પુરવછાયા–વીચાર ત્યાં મનમાં કરયો, જાઉ રાજાને ઘેર; રતનપારખુ ત્યાં કરૂં જોઉં એની પેર. ૧ સુંદરપોતે આવીયો રાજા કેરે દ્વાર; આવીને ઉભો રહયો, કીધો ત્યાં જુહાર. ૨ તે ભદ્રસેન રાજા ખરો, ભદ્રાવતીનો નરેશ, ત્યાં સુંદર તે આવીયો, જોબન બાળે વેશ. ૩ જુહાર કીધો સરવને બોલ્યો મુખથી વાણ; માન દઇ બોલીયો, ભદ્રસેન રાજન. ૪ કોણતણાતમે બેટડા, કીયોતમારો દેશ; શા કારણ તમે આવીયા; એમ પુછેછે નરેશ. ૫ પુથ્વી દેશ અમારડોને. તાત તો સરજણહાર. શેર અન્ન માટે આવીયા; જો લખ્યુ હશે કીરતાર. ૬ ચોપાઇ–કીરતારે લખ્યુ તેહ હોએ, અદકુ ઓછું ન કરેકોય; એક રતન છે મારી પાસ, જુવે ઝવેરીને થાય વીશ્વાસ ? તે માટે

આવ્યો છુ જાણુ, તારે રાજા બોલ્યો વાણ; ચાર રતનછે અમારી પાસ, જોવા ઝવેરી આવ્યાછે પ્રકાશ. ૨ ઝવેરી ઉભાછે જ્યાંહે, રતન પારખુ કરે ત્યાંએ; જોઇ સુંદર બોલ્યો તે વાણુ, મનમાં સમરયા તે સારંગરામ ૩ પ્રભુ દામોદર બાલમુકુંદ, દેવકીનંદનકંદ; મારૂ વચન સાચુ થાય, તમે તુઠો જો વઇ કુંઠરાય. પુરૂવછાયા—વૈકુંઠવાશી છો તમો, સ્વામી દીન દયાળ; વચન સાચુ હોએ સહી, તો કીધી મુજ સંભાળ. ૫ ઝવેરી પ્રત્યે બોલીયો, સુંદર સાચી વાણ; રતન બે ખોટાં સહી, બે સાચાં નીરવાણ. ૬ જો તમે માનો નહી, તો પારખુ કીજે સાર; એરણ એક મંગાવીયે. ખબર પડે નીરધાર ૭ ચોપાઇ—ખબર પડે ત્યાં સાચી નીરધાર, પેસી જાએ એરણ મોજાર; તેતો સાચુ નિશ્ચે કહેવાય, ખોટાના તો કટકા થાય. ૧ મંગાવી એરણ તે વાર, ઘા કરવાને તેડયા લુહાર; રતન મુકયુ એરણપર જેહ ઘાણ પડયો કટકાથયા તેહ ૨ બીજું રતન મુકયું તેણીવાર એરણમાં પેઠુ નીરધાર; સરવે જોઇ અચરત હોય. એવો પુરૂષ ન દીઠો કોય. ૩ ઝવેરી ઝાંખા પડીઆ મન ઘણીએ રીશ ચડી રાજન; રાજા કહે પરીક્ષા સારી કેવી

ઝવેરી ભુંડા પડીઆ તેવી ૪ પુરવછાયા—રાજા રીસ કરે ઘણી ઝવેરીને તેવાર; બંધી ખાને મોકલો, લુંટી લ્યો દરબાર. ૧ સુંદર પસ્તાયો ઘણુ,વીચારવું નીજ મન; સમજાવી પોતે કહે, સુણો ચતુર રાજન; ૨ નજર સહુની ચામના; ભુલે મોહોટ રાજન; માટે માફજ કીજીએ, રિસ ન ધરીએ મન. ૩ ચોપાઉ—રૂડાં રાજાન કરીએ રિસ, મુકો ઝવેરી દીએ આશીશ; તમ વચને રાજા કહે મુકી દેઉ. નહિ તો મારિને ડંડજ લેઉ; ઝવેરી મુકયા તેણીવાર, તેતો હરખ ધરે અપાર; કોઇ આવ્યા મુલક રાયે વિચાર મનમાં કરતા જાયે. ૨ રતન હતુ પોતાની સાથ,તે લઇ દિધું ઝવેરીને હાથ;રતન આતો અમુલ કહેવાય, તેનું મુલ્ય કોણે નવ થાય. ૩ ઘણેરે મુકયુ તેતો જાણ, લાખ રૂપીઆ લીધા પ્રમાણ. રતન દીધુ ઝવેરિને હાથ, લાખ રૂપીઆ લીધા સાથ. પુરવછાયા—લાખ રૂપીઆ તે ઘડી. લીધા પોતે સાથ; દશ હજાર ત્યાં રાયને આપ્યા હાથોહાથ. ૧રાજા બહુ રાજી થયા, સુંદરને કહે વચન, કામકાજ હોય અમતણુ, મને કહો આને દન. ૨ સુંદર વળતી બોલીઓ રાજા પ્રત્યે કહે વાત; મોહોલ એક જોઇએ ખરો. અ

પાવો તમોહાથ. ૩ ધન બેસે તે આપશુ, જોતાં તેણી વાર શુધ કરીશુ તે શહી, એવો મોહોલ તઇયાર. ૪ ચોપાઇ—મોહોલ અપાવો તઇયાર, ટાંકુ કુવાને માંહી કોઠાર, સરવે વસ્તુ ઘરમાં હોય, બહાર ન જાવુ પડે કોય, અમને મોહોલ જોઇએ એવો સોય, વરતુ સરવે ભરી તાંહ; તવ રાજા બોલ્યો તેણીવાર, ઢળીત તેડાવીયા બે ચાર ૨ કહેતાંઆવિ કીધો જુહાર, કહેસા હેબ હમ હે તઇયાર; જો કામ હોસો હમ કીજે, હુકમ ફરમાવો સો હમ કીજે, ૩કહોતો પકડ લાવે સાહુકાર ઝવેરીકુ મારે ઠાર- તવ રાજા બોલ્યો તે વાર મોહોલ રૂડો જોઇએ તઇયાર. ૪ પુરવછાયા-મોહોલ જોઇ કાહાડો તમો, સુંદર તેડી સાથ, જે જોઇએ તે અપાવજો વેગે તેને હાથ, ૧ ઢળીત ચાલ્યા ત્યાં થકી, સુંદર ભેળો જાય; શેરી પોળ જોતો ખરો, ઉલટ અંગ ન માય ચોપાઇ—ઉલટ સુંદરના મન માંહ, મેડી મોહોલ્લુ જોતો તે જાય; જોતાં એક દીઠો અવાસ, સુંદર આવ્યો તેની પાસ. ૧ ઉંચા તે મંદિર માળીયાં, છજાં ઝરૂખાંને જાળીયાં હથીઓ વણઝારો રેહે તે માંય, સુંદરે પુછ્યુ ઢળીતને ત્યાંહ. ૨ આ કોનો મેહેલજ કહેવાય, ઢળીત

બોલ્યો તે તાંહ; હઠીયા વણઝારા ઇસમે રહે, ઢળીત સુંદરને એમ કહે. ૩ આવ્યા મોહોલ પાસે ત્યાં જાણુ ઢળીત બોલ્યા મુખથી વાણ; ચલ બે ચલ હઠીઆ તુ આજ, તુમકુ બોલાવે ભદ્રસેન રાજ. ૪ કોપ ખુદાકા તુજકુ હોય, ઇસમે ગુના નહી તેરા કોય; હમને રોટી રાજકી ખાઇ, હુકમ તુજકુ કહેતે ભાઇ.

પુરવછાયા—વચન એવાં સાંભળી, થરથર કંપે મન દાણુ ચોરી કીધ નથી શાને તેડે રાજન. ૧ તે જમી ને સુતો સહી, ઝબકયો બહુ મનમાંહે; પેરણુ સો પડે નીસરિ, વણઝારો ઉઠયો ત્યાંહે. ૧ ફાળ પડી બહુ પેટમાં, હોઠ કંઠ સુકાય; બોલે બોલ અવળુ સહી, સવળુ નવ બોલાય, ૩ ફાંદ મોટી પરસેવો ઘણો પાઘડીતે પડી જાય; શું થાશે ભગવાનજી, આતે શું કહેવાય.

ચોપાઇ—અરે પ્રભુ આ શું કહેવાય, તેની થરથર ધ્રુજે કાય; તેડી લાવ્યાં તે રાજદવાર; આવી રાજાને કર્યો જુવાર. રાજા પ્રત્યે બોલ્યો વચન, શું ગુનો મારો રાજન; શે કામે તેડયા મહારાજ સાચુ કહોને હમને આજ. ૨ ભદ્રસેન ત્યાં બોલ્યો જેહ, મોહોલ કહીએ તમારો તેહ; સુંદરને આપો તે તમો, એવું વચન કહિ

એ છે અમો. પુરવછાયા=માન વચન હઠીલા સહી ક-
હુ તુજને નીરધાર; મેહેલ સુંદરને આપીએ નિકળો
ઘરથી બહાર. ૧ એ સાટે બીજો આપશું, મહેલતુજને
કોય; સુણતાં ચીંતા ઉપજી.ઉભો ત્યાં બહુ રોય. ૨ થ
ર થર તે કંપે ઘણો, વણઝારો ત્યાં જાણ; શુધ ન રહિ
શરીરની, જાણે હમણાં જાશે પ્રાણ ચોપાઇ વણઝારો
કહે તેણીવાર, અમે જાશુ નગરથી બહાર; રાડ ઉઠી
કે સીડજ ખાય, રાજાજી ત્યાં કેમ રહેવાય ત્યાં રાજા
રિસેતો થાય,ચીત આવે તો હમણાં જાય; શાને લવરી
કરે તુ આજ, નીસર્યા વિના તો નવ સરે કાજ. માલ
ધન આભુશણ હોય, વેહેલા લઇને નીસરો સોય; હઠી
યો રોતો રોતો જાય. પાસે આવ્યો તે સુંદર ત્યાંહ.
પુરવછાયા સુંદર બોલ્યો મુખથકી, શુણ હઠીઆમુજ
ભ્રાત કેટલું ધન બેઠુ હશે, મુને સાચી કહેને વાત ૧
પાંચ હજારને પાંચશે ઉપર તે પચાશ; ખાંતે મેહેલકી
ધો વ્હી, રેહેવાની ઘણી આશ. હોંશ હતી હઇડાવીશે
ભોગવવા ઘરબાર; કોપ કરી તમે કારમો, ખુંચી લ્યો
આ વાર. આશા સઉની મન વીશે હોય સદા ભરપુર
સતવાદી તોડે નહી, સમજણ હોય જો ઉંર ચોપાઇ તારે

સુંદર બોલ્યો વચન, સર્વે છુટી પડ્યુ તુજ ધન; રાજા કાંઇ ન આપે દામ, હવે હઠ તણું નહી કામ ૧ હું તો રાજા પાસે જાઉ. કાંઇ અપાવી ઓશીંગણ થાઉ; તારે હઠીયો બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુર સુજાણ. જે તમારા મનમાં આવે સહી, એમ હઠીએ વાણી કહી; તારે રૂપીયા સાત હજાર, સુદરે આપ્યા તેણીવાર. માલ ખજાનો લઇ નીસર્યો બહાર બીજે મંદિર ગયો નીરધાર બીજા રૂપીઆ હતા જેહ, શાહુકારને આપીઆ તેહ. તેનું સદાવરત માંડયું સાર; બાકી રૂપીઆ છાશીહજાર તેનું તો ત્યાં પુન્યજ થાય, સુંદર કહે તેટલુ કરે રાય. પુરવછાયા—રાજા પ્રત્યે બોલીયો, સુંદર મુખ વચન; વહેલ એક આપો સહી તો તેડી લાવું કામનપુલવાડી માં બેઠાં સહી, દાસીને બીજી નાર; વહેલ આપી રૂડી તીહાં આવ્યો તેણે ઠાર. રતુકાર જોઇ ફરિ, કુળવંતી કહે વાણ; મુરખો પ્રાક્રમી છે ખરો, દીસે ચતુરસુજાણ કુળવંતી બેઠી વહેલમાં, આવ્યા નગર મોજાર; તાંહાં આવી ઉભાં રહયાં, હઠીયા કેરે દવાર ઉચ્યાં મંદિર માળીઆં જળહળ જોત પ્રકાશ; તે જોઇને વીસ્મે થઇ જે કુળવંતી નાર. મનમાં તે સમજી સહી, નવ બોલે

મુખ વાણુ; દાઝ ઘણી મનમાં ભરી, પોતે ચતુરસુજાણુ મોહોલ પાસે આવી સહી, ગયાં ઘર મોઝાર, જોઇને ત્યાં વીસ્મે થયાં, ભર્યાં ભંડાર.

ચોપાઇ—આવ્યાં આવ્યાં તે ઘર મોઝાર, રૂડાં દીસેછે આ દરબાર; હીંડોળાખાટ બાંધિ છે સહી, જઇ કુળ-વંતિ બેઠી તહી નાના વીધનાં વસ્ત્ર દીસે સાર, વાસણુ તરેહ તરેહનાં સાર; ઘરત ખાંડ સાકર અનેક, જોતાં કાંઇ ન આવે છેક. ચોખા પરશુદી દાળ અપાર, તે જોઇને રીઝી રતુકાર; જે જોઇએ તે સરવે છે તાંય કુવા ટાંકુછે મેહેલનિ માંહ જ્યાં જુવે તાં દ્રષ્ટ ભરાય, તે કુ ળવંતી જોતી જાય વછો પડયોછેમુજ ભરથાર, તે એ પાપીને માર પેંજાર, પછી બોલી તે કામન દાસી તું રાંધે ભોજન; ભુખ લાગીછે મુને અપાર એમ કેહેતિ કુળવંતી નાર. રસોઈ કીધી જુગતે કામન, નાનાં તે રાંધ્યાં છે અન; બત્રીશાં ભોજન ઉતમ પાક ઘણીજાત નાં કીધાંછે શાક. બહુ જાતનાં કીધાછે આચાર બરણી ભરી ઘરમોઝાર; આદુ લીંબુ દીસેછે ઘણાં, અથાણામાં નહિ કાંઇ મણા કેરી રાઇતી કરમદાકોર, પાપડના ગો-ળા ભરિઆપેર; દુજે મહીશને વળી ગાય. તેનું દુધ

ઘણેરૂ થાય. છપનભોગ થયા તૈયાર ઉઠી જમવા કુલવંતી નાર; ઉને પાણીએ નાહી કામન, બેઠી કરવા ને ભોજન જમી ઉઠયાં કુળવંતી નાર;વળી જમી તે રતુકાર; મુખવાસ રૂડો છે સાર, તે તો ચાવે મુખ મોઝાર પુરવછાયા-રતુકાર વળતી વદે, તું સાંભળરે કામન; મુરખો ભુખ્યો છે સહી, હવે કરાવીએ ભોજન. કુળવંતી વળતી એમ વદે, દેખી વ્યાપેકાળ; નામ ન લઇસ તું મુંજ કને, મોઢુ એનું બાળ. લે તાંસળી તું ત્યાં થકી,એઠું જુઠું અન્ન;નાંખી મુઠી મીઠાતણીદે કેરવા ભોજન બે ચાર પાપડ તે સહિ,તે સહુ ભેળુ કીધું જાણ; મુઠી બે મીઠા તણી, નાંખી તે પરમાણ.

ચોપાઇ—તાંસળી લીધી તે કર મોઝાર. આગળ મેલી તે રતુકાર;જમોજમો મુરખા વિર, જમીશીતળ પીધા નિર સુંદરે કવલ ભયો જેટલે, બાહાર નીસરી પડી તેટલે; ઉપર પાણી પીધું સાર, પછી કવલ ભર્યાં બે ચાર;ભલો ભલો તું દીનદયાળ,તું તો જગતતણોં પ્રતીપાળ; જમી ઉઠયો તે પરમાણ, છેડું આવ્યું તહાં રાજન સુંદર આવ્યો તે સભા મોઝાર, આવી રાજાને કરયા જુહાર; રાજાએ ઘણું દીધું માન, પાસે જઇ બે

ઠા પ્રધાન વાલો લાગે રાજાને અપાર, સુંદર વીના ન ચાલે લગાર; મધ્યાન થયાને માગી શીખ, મનમાં કુળવંતીની ઘાણુ બીક. સુંદર ત્યાં થકી ગેરજ જાય તે રાતે પછે શું થાય; રસ્તે જાતાં કરેછે વિચાર, ભલી દાસીછે રતુકાર—પુરવછાયા—બીક ધરતો આવિઓ, વેગે ઘર મોઝાર, બલીહારી જાઉં તુજ ઉપરે, એમ વદે રતુકાર સુંદર મોલમાં આવીઓ, પરસાળે ઉભો જાણુ; રતુકાર કહે રાણીને, બોલે મધુરી વાણ મુરખો બેઠો આંગણે, ભોજનનિ સી પેર;, કુળવંતિ બોલી સહિ જેના મનમાં ઝેર. વાહાલા વછો આવીઓ ચડે છે મનમાં રીસ, શું કરૂ તે ચાલે નહી નીકર છેદું શીશ. ચોપાઇ—એમ મુખથી બોલે કામન ઝેર, આણીને બહુ મન. એની વાતના કર વારંવાર, એ મુવાને માર પેંજાર એઠું જુઠું જે હોએ અન, આણી આગળ મુકયુ ભોજન. જમોજમોરે મારાભ્રાત શું કહું તમને ઝાઝી વાત. જેવો સમો તેવું સાવધાન, આંખો મીચી ને જમીએ અંન; સુંદર કહે સુણ રતુકાર, ભુખ નથી લાગીરે લગાર. પુરવછાયા—ભુખ નથી મુજને કાંઇ સાંભળ કહુછુસોએ; ઉંઘ ઘણી આવે મુને, કાંઇક સ-

રણે આપો અમોય. પછી રતુકાર ગઈ ઘર વીખે, જયાં કુળવંતી નાર;પાથરણુ માગે મુરખો એમ કહેછે રતુકાર. ફાટલ આપી ગોદડી,માંહે ભડકલાં બાર;ખંખેરીને પાથરી, માંહે ધુળ ગરિ શેર ચાર. પહાણો એલો ઓસીંગડે. મુખથી કહે કામન;સુંદર જોઇ એમ બોલીઓ, ભલો તું જગજીવન. ચોપાઇ-પાથરીગોદડી ભડકલાં છે બાર; તારે બોલી તે રતુકાર;તમે કેમ દો મુરખાને છેહ, કાંઇક વિચાર કરોનેતેહ. એવુ સુણીને કહે પેંજાર,દાંસીને મારી બે ચાર છાનીમાનિ તે સાંખી રહી,ગોદડી લઇને ત્યાંથી ગઈ; તે લેઇ આવિસુંદર પાસ, મુખે નાંખતી બહુ નીસવાસ; ભાઈ મારૂં ન ચાલે જોર, મુને મારિ જેમ મારે ઢોર.ગોદડી પાથરિ તેણીવાર,માંહી ધુળ ખરી શેરચાર, ફાટલા ભડકલાં છે બાર. ઝટકી પાથરી તેણીવાર.પુરવછાયા-સુંદર જોઈ વીસ્મે થયો.ભલો તુ દીનદયાલ; આ ગોદડી કંઈ વરસની, કયાં રાખી જગપાલ એમ કહિ સુતો ખરો સુંદર તેણીવાર; નિંદરા તો આવે નહિ,માંહી ચાંચણુ કરે ચટકાર. આખી રાત એમ વહિ ગઇ, થયો પ્રાતુશકાળ, મુખમંજન્ન કીધુ સહી, સમરયા શ્રીદીનદયાળ

ચોપાઇ—સમરયા સમરયા દીન દયાળ, ગયો સભા માહે તતકાળ,દીઠો સુંદર તેણીવાર, રાજાએ ઉઠી કીધો જુહાર. સુંદર આવ્યો તે ઘર મોઝાર, સામી ઉભી છે રતુકાર. પુરવછાયા—બલીહારી તુજ ઉપરે રસોઇ કરીને જોય, ભોજન છે મન ભાવતા, જે તુજને ગમેતે ખાય. સુંદર આવ્યો ઘરવીખે, સમરૂ જગજીવન રતુકાર ઘરમાં ગઇ, જ્યાં બેઠી કામન. ચોપાઇ—ઘરમાં આવિ તે રતુકાર.જ્યાંબેઠી કુળવંતીનાર બાઇ મુરખો આવ્યો તે ઘેર, હવે ભોજનની શી પેર જમીને સુતી તે કામન, ઘણોસાંભરે તેજપાળનો તન; નૈણેઆંસુ વહે ચોધાર, ભુંડી કીધિ તે કામદાર. મેં જાણ્યુ આવું નવ હોય. વિધાત્રા મારી વેરણ હોય; હુ માતા તાતને ત્યાં મેહેલી, પરદેશમાં આવિ એકલી; ઘણો શોક મન આણે નાર, એટલામાં આવી રતુકાર; બાઇ મુરખો આવ્યો છે ઘેર, તેના ભોજનની શી પેર.

પુરવછાયા—રીસ કરી બહુ કુળવંતી, એક ડોઠ મારી રતુકાર;જાને રંડા અહીં થકિ,જે પડયું તે દેઅહાર. ખીચડી પાપડ અંન જે,મીઠું નાખ તે માંહ;તાંસળી આપ તું તેહને મુરખો લઇને ખાય. પાસે આ-

વી ઉભી રહી,તાંસળી મેહેલી પાસ; સુંદર અંન ચા-
ખાં જુઓ, મુખે કરતી નિશ્વાસ. મીઠું બહુ નાંખ્યું
સહિ, ભાવે નહિ લગાર; કવલભરયાં તે બે સહિ,બી-
જુ દીધું નાર. તે દિવસ એમ વાહ ગયો. રાતનો પડિ
તાહ; શુવા કેરૂ ટાણુ થયુ,મુરખો બોલ્યો ત્યાંહ પાથર-
ણા આપ તુ મુજને, સાંભળ તુ રતુકાર; ફાટેલ આપી
ગોદડી, માંહી ધુળ ખરી શેર ચાર; ઝાડકી જ્યારે પા-
થરી, માંહ ભડકલાં બાર;સુંદર કહે શ્રીનાથજી,નોધા-
રાના આધાર,લઇ રતુકારે પાથરિ,પાશાણુ ઓસીકે હો-
ય; સુંદર ત્યાં પોઢયો સહિ, ટગ મગ સામુ જોય ભલા
અતી ભગવાનજી,ભક્તતણા પ્રતિપાળ, તમ વિના તો
કુણ કરે, વેગે મુજ રંભાળ, સુંદર સુતો સાથરે, ઉંઘ
ન આવે લગાર;ઉઠીને બેઠો થયો. ચાંચડ કરે ચટકાર.
ચોપાઇ—ચાંચડ કરે ચટકાર, તેને ઉંઘ ન આવે લ-
ગાર; આખી રાત એમ વહીને જાય,પ્રાતુશકાળની વે-
ળારે થાય. મુખ મંજન કરયું તેણીવાર, પછે ચાલ્યો
તે રાજદુવાર, સુંદર આવ્યો સભા મોઝાર. આવિ રા-
જાને કીધો જુહાર આજ થયો રાજાનો દીવાન, માટે
પ્રિતેથી આપો માન; સુંદર એવું સુણતાં તતકાળ

પગથી મસ્તક ઉઠી ઝાળ;ઘડી ઘડી શું લેછે એનુનામ ખોલા વખાણ કરીને તું ભામ. ૩ મારા પગતણી પેં જાર; શુ જાણુ જે કોણ કામદાર; ઘણા કરિશ જો તું વખાણ પાપીનો લઇશ પ્રાણ ૪ આજ કામદારી એને હોએ, મીઠુંઝાઝુ નાંખજેસોએ; તાંસળી વચમાં પડીછે તેહ, લઇ અંન નાંખી આપી તેહ ૫ માંહી ખીચડિ પાપડપ્રમાણ લઇ તાંસળી આવી નીરવાણ; તેતો મેહેલે સુંદરની પાસ ઘણો નાંખે દાશી નિશ્વાસ.

પુરવછાયા—નિશ્વાસ મુકે કામનિ મારે ન ચાલે જોર; સુંદર મુખથી બોલિયો ફોગટ શો કરવો શોર. ૭ એમ કહિ બેઠા સહિ કવલ ભરયા બે ચાર; નિસાસા મેલી કહે તુ તો ભલો વીશ્વાધાર. ૧ફાટલ બીછાવી ગોદડી, જેમાં ભડકલાં બાર, ઝબકારો કીધો સહી ત્યાં ધુલ ખરી શેર ચાર. ૪ ચોપાઇ—પાષાણ ઓશીકે મુકયા સાર, માંહિ ચાંચડ કરે ચટકાર; સુન્દર સમરે શ્રી ગોપાળ. ધન્ય ધન્ય જગત પ્રતીપાળ ૧ પ્રભુ દામોદર બાલ મુકુન્દ, નરક નીવારણ આનંદકન્દ પ્રભુ કરોને મહારી સહાએ જેથી દુખ સૌ દુર પળાએ. ૨ મારા કોટી અપરાદ જે હોએ; તમે મનમાં ન ધરશો

સોએ; એમ કહી પ્રભુને લાગે પાયે, સ્તુતી કરતાં રે
ણિ વીતી જાએ. ૩ તમે ભક્ત વત્સલ હરી કહાવો
માટે દાસ કરે છે દાવો; મારી અરજ સુણી ભગવાન;
તમે રાખો સેવકનું નામ. ૪ પુરવછાયા—રેણીત્યાં વિ-
તી ગઇ, થયો પ્રાતઃકાળ; સુન્દર તવ ઉઠયો સહી સ-
મરી દીન દયાળ. ૧ ખમા ખમા સઉ ઓચરે, બંદિ
જન જશ ગાય, કરે સલામ સઉ સ્નેહથી, થાય તા-
હાં તઇયાર. ૨ ચાકર સઉ ઉભા થયા, ચાલ્યા ત્યાં
કામદાર ઘોડા ઉપર બેસતાં નકી કરે પોકાર. ૪
ચોપાઇ—સુન્દર ઘોડે થયો અસ્વાર, આવિ ઉતરયા
રાજદુવાર; રાજાએ ઘણાં દીધાં માન, આવો આવોને
દેશી દીવાન. ૧ સુન્દર વીના ઘડી ન રહેવાય,સુન્દર
કરે તે ત્યાં થાય; રાજાની રાણી કરે વીચાર; કેવી હશે
સુન્દરની નાર. ૨ તેડી વાલંદ કેરી કામન;જા તુ શું-
દર કેરે ભોવન; નખ ઉતારવા મશે કરિ, ઉતારિ જોઇ
આવજે ફરી. ૩ પુરવછાયા—વાલંદ કેરિ નારિ સહી,
આવી સુન્દર દ્વાર; જોતાં હરખી મન વિશે; મુખે ક-
રયો ઉચ્ચાર. ૧ રતુકાર જોઇ કરિ, દીઠું રૂપ અપાર
નીજ મનમાં વીચારીયુ, આ હશે સુન્દરની નાર.૨

આવો નખ ઉતારીએ, એમ કહેતી કામન, પચાસ રા-
ણીએ મોકલી, હું આવી તમ ભોવન. ૩ ચોપાઇ—
એમ કહે વાલંદ કેરી નાર, તારે બોલી રતુકાર; હુંતો
દાસી માણુસ પ્રમાણ, મારી રાણીછે મોહોલમાં જાણ.
૧ એમ કહી ચાલી રતુકાર, આવી કુળવંતિ પાસે ના-
ર; બાઇ વાલંદ કેરી કામન, મોકલી રાણીએ આપણે
ભોવન. ૨ કુળવંતી કહે લાવ આ ઠામ, પછે લાવી
તીહાં રતુકાર; તેનું રૂપછે તે જોઇ વીસ્મે હોય, એનુ
તેજ ખમે નહીં કોય. ૩ મુખ ચંદર જવુંછે જાણ,
કવી કહે કેમ કરૂરે વખાણ; બેઠી દીઠાતે કામની. નોય
ભુલત એવી ભામની. ૪ ચંદન વદન નેણાં છે વાક,
સીહાકારે કટીનો અંક; હંસા ગત ગજ કામની, જાણે
સરદ સોભે જામની, ૫ જેવી પુષ્પ લતા વેલ, જાણે
વાડીમાં શોભે કેળ; જેવી દિસે ચંપાકેરી કળી. જાણે
આકાશમાંની વીજળી. ૬ જેવી ઇંદર કેરી અપસરાય
માનુની મદભરી મછરાય; દીઠે લાગે તે મોહનું બાણ
કવી તેનું શું કરે વખાણ. ૭ પુરવછાયા—વખાણ તેનું
શું કરૂ મોહ પામી ઘણું નાર, બાંહ ઝાલી ઉભીરહી
પછે બોલી રતુકા. ૧ સુધ શારીરની રવરહિ, ત્યાંથી

ચાલી કામન રાણી પાસે આવી સહી, રાય તણે ભુવન ૧ આવી ત્યાં ઉભી રહી, દીધા સમાચાર પચાસ રાણી તમે સહી, તેમાં એકે ન એવીનાર, ૩ એક દાશી એહની. તેવિ નહી કોય. નખમાં જણાંયાં સહુ. મેં વીચાર્યુ શોય, જો તમે માનો નહિ જુવો એની પર; શુધ્ધ બુધ મારી જોતાં ગઇ, તમે જુવોં જઈ ઘેર ૫ એમ કહીને સંચરી; પોતાને થાનક જાય; રાણી સહુ વિસ્મે થઇ, આતે શું કહેવાય. ૬ મુરછા પામી કામનિ, વાલંદ કેરી નાર; એનું રૂપ છે એહહેં. જોવી તે નીરધાર. ૭ ચોપાઇ—સુણી સઘળીએ કર્યો વિચાર હવે નિશ્ચે જોવી નાર; આપણે તીહાં કેમ જવાય સમજાવી જોઇએ રાય. ૧ એવાત રહિ એટલે સુંદર વીચાર કરે તેટલે; મધ્યાકાળ થયો ત્યાં જાણ તારે મુખથી બોલ્યો વાણ, ૨ જુહાંર હમારો માની લીજીએ. આપ આજ્ઞા તે અમોને દીજીએ; એમ કહીને ઉઠયો તે વાર, નગારૂ દેવરાવ્યું કામદાર, ૩ સેના ચડી ઉભી થાય ખમા ખમા તેકરતાજાય; સુંદર ઘોડે થયો અસ્વાર, સુંદર પાખરીઆ ચાલ્યા દશહજાર. ૪ ધજા નેજાને આગળ નિશાન, તતક્ષણ આવ્યો પોતાને સ્થાન;

આવી ઉતરયો ત્યાં કામદાર, સરવે ચાકર કરે છે જુહાર. ૪ પુરવછાયા—જુહાર સરવે કીધો સહિ, પાછા વાળયા તે વાર ઉપર લુણ ઉતારતી, દાશી તે રતુકા-ર. ભલે પધારયા વીરજી, હું જાઉ બલીહાર, મધુર વચન એમ બોલતી, આવ્યો ઘર મોઝાર.

ચોપાઇ—શુંદર આવ્યો ઘર મોઝાર, રાણી પાસે ગઇ રતુકાર; ભાઇ આવ્યારે દેશ દીવાન એને આપીએ આપણ. માન ભોજન આપો એને ભરપુર. ભોજન રે થયુ ઘણુ અશુર; ત્યારે બોલી કુળવંતી નાર, એ મુવાને માર પેજાર. ૨ મુજ આગળ ન લે એનું નામ નહીતો મારૂ તુજને આ ઠામ; તારે મન એતો કામદાર મારા પગ તણી પેજાર. ૨ પુરવછાયા—પેજાર મારા પગતણી ગમેન એનુવચન; તાંસળી લઇને આપ તું એઠુજુઠુ અન્ન. ૧ શુણતાં કચવાઇ ઘણુ દાસીમન અપાર; અરે પ્રભુ સામુ જુઓ દુખીઓછે કામદાર રતુકાર કહે શું કરૂં ન ચાલે જોર બોલ્યાનો કાંઇ લાગ નહી, હવે શુ કરશો સોર ૩ ચોપાઇ—પછે તાંસળી લીધી કામન, માંહે ખીચડ પાપડ અન્ન શુંદર બોલે નહી લગાર લઇ કવલ ભરયા બેચાર. ૧ શુંદ.

ર ધીરજ રાખે મન ભલું કરશે જુગજીવન; એવી મ
નમાં વીચારે વાત પછે પડી ત્યાં વેગે રાત. ૨ સજ્યા
કીધી છે શુંદર કાજ કુળવંતીને ઘણીછે દાઝ; ફાટલ
ગોદડી દીધી સાર માંહે દિસે ભડકલાં બાર. ૪

પુરવછાયા--ખંખેરી તે પાથળી ધુળ ઉડી શેર ચાર
શુંદર ત્યાં રહયો માંહી ભડકલાં બાર ૧ તેપર
કીધો સાથરો પાશણે ઓશીંગડે હોય બીછાનું કરીયુ
સહી શુંદર ઉભો જોય ૨ ભલો ભલો ભગવાનજી લ-
જજા રાખશો શામ ભકતવત્સલછો ભુદરા દુખ તણા
વીસરામ. ૩ શુંદર શુતો ઘર વીખે રાજા માહોલજ
માંહ શુખ સજજામાં પોઢીઆ રાણીતળાસે પાય. ૪

ચોપાઈ—રાણી આવિ સરવે પાસ આવિ ઉભી નીહાં
પચાસ ભેગી મળીને કરેછે વાત તમે સાંભળો મારા
નાથ ૧ શુંદર નારીકહિએ જેહ અમને દેખાડો તેહ
વાલંદની સ્ત્રી કહીએ જાણ તને વાગયાં મોહના બાણ
૨ મુરછા પામીને તે વળી તેની શુધ શરીરની ટળી;
એવિ રૂપવંતી જેનાર અમનેદેખાડો ભરથાર ૩ અમ
કહિ પગ તાણીયો નાર તમને શુવા ન દઇએ લગાર
ત્યારે વળતી બોલ્યા ત્યાં રાય અમે જોશું એ કનયાય

હમણા નીંદરા આવે અપાર માટે શુઇ રહેવા દોને નાર; તોયે કામનિ ના તુકે કેડ વારે ઘડીએ કરે બહુ છેડ પુરવછાયા—દુખ હિએ છે કામની ત્યારે રાજા બોલ્યો વાણ પેટ ભરયું છે તાહરૂ જાયછે માહરા પ્રણ ૧ નારિ તો મુકે નહી રાજાને ચડી રીસ તમને કહાડી મુકુ ખરો નહીતર છેદુ શીશ ૨ નારિ મુખથી એમ કહે અમને નહી કાંઇ લાજ વેચીશું જઇ લાકડાં, લાજશોતમો મહારાજ ૩ ત્યારે રાજા એમ મેહેલો આણે દન એક વાર જાઉ ખરો પછે દેખાડુ કામન. ચોપાઇ—એમ રાજાએ કહયો બોલ નારી કહે તમે આપો કોલ પછે રાજાએ કોલજ દીધ તારે થયો પ્રાતઃ કાળ સીધ. ૧ તવ રાજા કરેછે વીચાર હવે પરપંચ કરૂં હું સારજેમદુભાયનહી કામદાર દિવસ ચડયોઘડી બે ચાર ૨ પુરવછાયા—રાજા કહે ભલે આવીઆ એક પુરો મનની હામ; ચોપાટ રમીએ બેઉ સહી આપુ તમ શું કામ. ૧ નવો પ્રધાનથાયે ખરો તે રમે અમારી સાથ; આનંદનાં દિવસ નીસરે એ માનો મુજવાત.

ચોપાઇ—સુંદર આવો સોગટે રમીએ. જે હારે તેને ઘેર જમીએ; તેની નાર તે પીરશે અન્ન,

લજ્જા ન ધરે તેની કામન. ૧ આપણે કરવી એ ટલી હોડ, ત્યારે પહોંચે મનના કોડ; ત્યારે સુંદર બોલ્યોરે વચન, હું છઉં તમારોરે તન. ૨ તેની કેમ પીરસે કામન, લજ્જા કેમ મુકે રાજન; પુત્ર જમે માતાને હાથ તે તો જાણે તે સરવે વાત. ૩ ઘટતું હોય તેમ થાય, સાચું વચન કહું છું રાય, ત્યારે રાજા બોલ્યો વાણ, સાંભળ સુંદર ચતુર સુજાણ ૪ હેવું ભાગ્યમાં હોય ત્યારે થાય. વહુ રાંધેને સાસરો ખાય; તે માટે આપણ રમીએ, જે હારે તેને ઘેર જમીએ, સુંદર ઝાંખુ મુખ ત્યારે થાય, પાસા લીધા હાથમાં રાય; એવું જ્યારે કીધું રાજાય, તતક્ષણ નાંખ્યા પાસાય.

પુરવછાયા—સુંદર મુખ ઝાંખુ થયુ, ત્યાં જીત્યો રાજન; ઘરમાં પેડાનો ઠામ નહી, શું કીધું જગજીવન ૧ હવે તો શું કરૂ, કેમ કરૂ હું કાજ, મેં જાણ્યું સુખ પામશુ મરણ આવ્યું મહારાજ, ૨ એમ કહીનેતે નીસરયા, કલ્પાંત કરતો મન; ઝાંખુ મુખ દેખી કરી તવ બોલ્યા રાજન. ૩ ચોપાઇ—રાજા મુખથી બોલ્યો વચન, સુંદર સાંભળરે મારા તન; કાં ઝાંખુ થયુરે વદન, કાંઇ ચીંતામાં કરશો મન. ૧ હવે ઘેર તું

વહેલો જાએ, ભોજનને તે અશુરજ થાએ; ત્યારે શું-
દર બોલ્યો વચન,કાલ જમવા આવો સજન.૨ એમ
કહિને ઉભો ત્યાં થાય, સુંદર પોતાને ઘેર જાય; અશ્વ
ઉપર થયો અસ્વાર, દુદંભી વાગી તેણી વાર.

પુરવછાયા—સુંદર ત્યાંથી ચાલીઓ, નીશાન વા-
ળીઓ ઘાય; ઢોળ દળમાં ગડગડે, ખમા ખમા કરતાં
જાય,૧ શુંદર આવ્યો ઘર આંગણે, સરવેને કરયો જુહા-
ર, બલીહારી જાઉ તુજ ઉપરે એમ કહેતી રતુકાર.
૨ ચીંતાતુર દીસે ખરા. વળી તમે કહી વાત; જેવુ
હોય તેવું કહો, શુંદર મારા ભ્રાત. ૩ વચન એવું સાં
ભળી,મુખમુકયો નીશ્વાસ;મરણ આવ્યું ઢુંકડું,ભાગી
મનની આશા.૪ મેં જાણ્યું હવે જીવશું દુઃખનો ન આ
વીઓ અંત;કહે રાજા હઠે ચઢયો ઘણી જેને મન ખંત
૫ ચોપટ રમીયા રાયજી બોલ્યા રૂડી પેર, રમતરમતાં
હારે સહી, જમીએ તેને ઘેર. ૬ એવું વચનરાયે કહયુ
તેનો થયો વીચાર; તે માટે તમે જાણજો, મોત આ-
વ્યુ રતુકાર. ૭ ઉગરયાનો ઉપાય નહી કહ્યું ન માનો
નાર; સમજાવી સમજેનહિ,રતનસેનની કુમાર ૮ રતુ
કાર હું શુ કહુ, મુખથી કહ્યુ ન જાય છેતરીઓમુને

રાયજી; તે ચીતા નવ સમાય. ૯ તારી મોટી આશાછે
તુ વીના ન રાખે કોય; તે કરતાં લખીયું હશે, તેનો
ધોખો નોય ૧૦ મેહેરબાની કરી કહ્યું, ન માને લગા-
ર; હતુ તહાં સરવે સહી, મરણ આવ્યું હવે નાર.૧૧
ચોપાઇ—સુન્દર બોલ્યો તેણી વાર. તુ તો સાંભળરે
રસ્કાર; હવે મરણ આવ્યું નીરધાર હામ રહી તે
હઇઆ મોઝાર. ૧ તારી રાણી ન પીરસે અન્ન
જમવા તે નાવે રાજન; તે માટે મરવુ આણી
દન, હામ હઇયામાં રહી કામન. ૨ આખરૂ તો
મારી જાએ સાર, સાચુ માને તુ રતુકાર; હવે
મારૂ પેટ કટાર, હામ રહી હઇઆમાં સાર. ૩ તારા ગુ
ણનો ન આવે પાર સાચી વાત કહુછુ નાર;મારા ચા
મની સીવડાવુ પેજાર હામ રહી હઇયાણા સાર. ૪
પાણી પેહેલી બાંધુ પાર મુવા ઉપર બીજી નહી ગાર;
તે માટે મરૂ આ વાર હામ રહી હઇઆમાં સાર. ૫
એમ કહીને સુન્દર રોઇ રતુકાર; ઉભી ટગમગ જોય;
છેડે કરી આંસુ લુવે ત્યાંહી હાંમ રહી હઇઆમાં આં
હી.૬ વળતી બોલી રતુકાર, જઇસંભળાવુ કુળવન્તી
નાર તું તો દુઃખમાં લગાર, ધીરજ મનમાં રાખીએ

સાર. ૭ તુતો દુઃખ પામે છે અપાર સુખી કરશે જુ-
ગદાધાર એમ કહેછે રતુકાર ધીરજ મનમાં રાખો
કામદાર ૮ એમકહીને ઉઠીકામન ઘર મધે ગઇ ભા-
મન; તારે હરખ્યો તે સુંદર મન લજા રાખજો જગ-
જીવન ૯ પુરવછાયા-ધીરજ મનમાં રાખો સહી કહે છે
રતુકાર; કંઇ એક પરપંચે કરી સમજાવુ એ નાર. ૧
એમ કહીનેસંચરી ગઇ કુળવંતીનિપાસ; કરજોડી કરે
વીનંતી હુછુતમારી દાસ ૨ ચોપાઇ—બઇકહુછુ એક
જ વાંત તમે રીસમાં કરશો માત; મુરખો મરેછે આ-
ણીવાર, પછે આપણે થાશુ ખુવાર; રાજા જમવા આ
વે આપણે ઘેર માટે રશોઇનિ શી પેર જો તમે કરશો
નકાર તો મરે રાજાનો કામદાર ૨ તારે કુળવંતી બો
લી વાણ, મુરખો મરે તો થાય કલ્યાણ; એનું મુખ
દેખે થાય પાપ એ મટે તો મટે શંતાપ. ૩ વણ ઓસ
ડે રોગજ જાએ. તીખુ કરવું તે કોણ ખાએ એવુ કરે
જો ત્રીકમરાએ તો આપણે શુખડું થાએ; ૪ પુરવછા
યા—શુખ થાએ તે આપણે એમ કહેતી નાર; વ-
ચન એવા સાંભળી તવ બોલી રતુકાર. ૧ અરે બા-
ઇ એશું કહો વિચારો કંઇમન મુરખો મરે દુઃખ ઉપ-

જે લુંટીલીએ રાજન ૨ ચોપાઇ—નીશ્ચે લુટીલે રાય ધન તારે ઓરતો કરશોમન તવ આપણુનહીકંઇ જોર ભુંડા હાલ કરશે જેમઢોર. ૧ તારેસમજી કુળવંતીનાર, તું સાંભળરે રતુકાર; પેટ ભરીને કહે તું નાર, મુવો ચીર મંગાવે ચાર. ૨ ચારચુડલા મંગાવેજાણુ, તેમાં જુજવા રંગ પ્રમાણ; કોરોને કડકડતો જેહ, કચકડાને સુવરણનો તેહ. ૩ એવા ચુડલા મંગાવે ચાર આભુષણ જુજવા તે સાર; જુજવી ભાતના વળી લાવો ચાર, ઘણા જીણા અમુલખહાર. ૪ નારી કુજરનો એક સાર બીજો સોનેરી નીરધાર; ત્રીજો વળી બંગાળી ઘાટ, ચોથો ખો ભુલાવે માટ. ૫ એવા જુજવા ચારે રંગ. મુકો લાવી આણે જંગ; એવાં વચન કહ્યાં કામન દાશીને ઉછરંગ બહુ મન. ૬ જ્યાં બેઠોછે કામદાર, મુખથીબોલે રતુકાર; તુજ ઉપર જાવું બલીહાર તમે ચીજ મંગાવો ચાર. ૭ ચાર ચુડલા મંગાવો જાણુ, જુજવા રંગના પ્રમાણુ, બે લાવો અકોટાની જોડ, એક નથને બીજો મોર. ૮ બીજાં આભુષણ છે અતિ ઘણાં તે તણી નહી કાંઇ મણા એવો બોલરતુકારે કહયો સુંદર મનમાં ઘણો રાજી થયો. ૯

પુરવછાયા—વચન એવાં સાંભળી, હરખ પામીયો અ-
પાર, બારે ઉભો રહિ કરી, તેડયા હળીત ચાર ૧ શી-
વચંદને વળી મુળચંદ કહેવાય, ઝવેરચંદને તેડજો,
એમ કહે શુંદર રાય. ૨ તતક્ષણ ત્યાંથી ચાલીયા અ-
વ્યા તેણે ઠાર, ચલો બે ચલો બે એમ કહે બોલાવે
કામદાર ૩ ચોપાઇ—ચલોબેચલો બેતુમ સહુકાર ત
મકુ બોલાવે કામદાર, હમ કહે તે જલદી કરો, નહી
તો માર ખાઇને મરો ૧ તુમ કહ્યા કરો કામદાર, ચલો
નહીતો ખાએગા માર, હમતો ચાકર માણસ ભાઇ હ-
મને રોટી ઉનકી ખાઇ. ૨ પુરવછાયા-શીવચંદ મુળ
ચંદ એમ કહે, આ ટાણે શું કામ રાત પહોર ગઇ
ખરીકેમ તેડે દીવાન ૧ ચારે જણ ભેળા થયા. થર
થર ધરૂજે દેહ, પોતીયા પડે છે નીસરી, પડે છે પાઘડી
તેહ. ૨ નવો કામદાર થયો સહી, આપણને દંડે જાણ
આ ટાણે તેડુ મોકલ્યુ. કાંઇક ચુન છે નીરવાણ ૩ હવે
આપણે શું ઘટે. બેસી કરયા પરીઆણ જે ગમેતે આ
પશુ એમ મુખથી બોલ્યા વાંણ. ૪ ચોપાઇ—ચારે
ભેળા મળીન જાય. આવ્યા જયાં છે સુંદરરાય, ત્યાં
આવીને કરયો પ્રણામ, ત્યારે સુંદરે દીધા માન. ૧ લાવ

ગદલ તું રતુકાર, પાથરિએ સાર સાહુકાર; દાસી ગઇ તે ઘર મોઝાર, ગોથાં ખાતી ખાતીરે નાર. ૨ મનમાં વિચાર કરતી જાએ રેખે કુળાવંતી સાંભળે કાંએ; તે તો કામ ખશીને જાએ, માંડ માંડ કહી છે હાયે ૪ વળી સુંદર બોલ્યો જેહ. લાવ પાથરવાને તેહ; ત્યારે બોલ્યા તે સાહુકાર અમને ફીકર નથી લગાર; એમ કહિને બેઠા શાહુકાર હવે શુ કહો છો કામદાર; સુંદર ત્યારે બોલ્યો જેહ એક કામ કરોને તેહ ૫ ચાર ચુડલા લાવે નિરધાર આણી આપો રૂડાં ચીર ચાર, રંગ જુજવા જુજવી ભાતજે હોય તે આણી આપો સોઅ. ૬ અકોટ ઝાલ સુવરણની જાણ જડાવ નથ નેપુર પ્રમાણ; આણી હમણા આપો તે સાર એમ કહેવા લાગીયો કામદાર. ૭ ગમસે તો અમે રાખશુ એનું મુલ થશે તે આપશું ઉઠો કહુ તમને આણીવડી તમે વારમાં લગાડશો વળી ૮ પુરવછાયા—શેઠ અતિ રાજી થયા ગઈ તે સઘળી ઘાત; મારગ ચાલ્યા મલપતા કરે માહોમાહિ વાત ૧ ધરમ રાખ્યો પરમેશ્રરે હુતી મનમાં ફાળ વિઘન કશું નડીસુ નહી તે ફીરપા દીનદયાળ ૨ ઘેર પોતાને આવીયા. કરયો મન

મા વિચાર; ચાલો ઝટ. જઇ લાવીએ ચઉટેથીનિરધા-
ર એમ વિચારી નીકલ્યા ધન રાખીને પાસ; કહયા
પ્રમાણે વોહરીયું જોતા પહોચે આશ ૪ વસ્તુ સરવે
લઇ કરી આવ્યા સુંદર પાસ; જોઇ અતીશયજી થયા
મુખે કહે શાબાશ ૫ ધન બેઠુ હોય જેટલું તે લીજે
આ વાર; લજ્જા નહિ તે વાતમાં, એમ કહે, કામદાર.
૬ બેઠુ તે મુખથી વદયા, શાણા જેસહુકાર; તેજપ્રમા-
ણે આપીયું ક્ષણુ નવ કીધીવાર. ૭ જુહાર કરીનેઆ
વીયા. પોતાને અવાસ; મનમાં બહુ રાજી થયા, પોચી
સરવે આશ. વસ્તુ સરવે લેઇ કરી. સ્થાપી ત્યાં ર-
તુકાર; જઇ તું વેગે આપની, જ્યાં કુળવંતી નાર ૯
ચોપાઇ—તે રજની તો વીતી જાએ, પ્રાતઃકાલની
વેળા થાયે. રાત પાછલી વડીકા ચાર, ત્યારે ઉઠી કુ-
ળવંતી નાર. ૧ રસોઈ કરે રૂડી તે તૈયાર, ચતુર ના
રીને શાની વાર છપન ભોગ કીધા છે કામન, તે તો
રાજાને કરવા ભોજન. તરેહ તરેહના કીધાં છે શાક
તેમાં ચુક નહીરે જરાક; ભજીઆં ગરમા ગરમ છે અ-
પાર, વળી રાયતાં કીધાં નીરધાર. ૩ બીંબુકેરી તણારે
આચાર, સરવે રાખ્યા ત્યાંહ તઇઆર; પચે કહે કુલ-

વંતી નાર, તું તો સાંભળને રતુકાર, ૪ હવે દીવસચ-
ઢયો ઘડી ચાર રાજાને તેડાવો આવાર, સામગ્રી સર્વે
છે તઇયાર. માટે મુરખાને કહે નીરધાર. ૫ સુણી
કુળવંતીના વચન રતુકાળથઇછે પ્રસન આવી સુંદર
ને તે કહે છે વાત તું તો સાંભળ મારા ભ્રાત ૬ સરવે ર
સોઇ તઇઆરજ થઈ, આજ તુઠયા જે શ્રી ભગવાન
રાખ્યું તમારૂં આ સમે માન. જઇ તેડી લાવો રાજન;
૭ માટે પધારો તમે વિર. રાખોને રૂદીયામાં ધિર; તેડી
આવજો ઝટ તમે સાર વાર કરશો નહીરે લગાર ૮
એવું સુણતામાં ત્યાં કામદાર, મન રાજી થયો છે અ-
પાર; મારા ભાગ્ય તણો નહી પાર, આજ સમજી કુલ
વંતી નાર ૯ પુરવછાયા—સુંદર ત્યાંથી ચાલીયો,
આવ્યો રાયને દ્વાર; પ્રીત કરી પધારીએ ભોજનથયાં
તઇયાર, ૧ માટે વેગે ઉઠીએ. હાંસીલા મહારાજ; પુ-
ત્ર ઘેર પધારીએ, ભોજન કરવા કાજ. ૨ ચોપાઇ—ચા-
લો ચાલો આપણે દવાર ભોજન થયું ત્યાંહા તઇયાર;
સુંદરે એવાં કહયાં વચન, જમવાને ચાલ્યા રાજન ?
રાજા ઘોડે થયો અશ્વાર, ચાલો ચાલો કરે તેણીવાર;
આવ્યા તતક્ષણ ઘેર કામદાર, સામી ઉભી છે રતુકાર

પુરવછાયા-- દાસી દોડી ઘર વીષે બાઇ આવ્યો તે રાજન, મુરખો તેડી લાવીયો કરાવો ભોજન. ૧ કુળવંતી ત્યાં એમ વદે, પરસાળે તેડી લાવ; આશન આપ તું બેસવા. દઇને આદર ભાવ. પછે રાજાજી આવીયા, ભીડાવ્યા ત્યાં દ્વાર; પરસાલે બેઠા સહી, પાસે બેઠા કામદાર. ૩ રતુકાર વળતી એમ કહે; તમે ભલે પધાર્યા રાજન; રાજા વળતો જોઇ રહયો, ધન ધન તે કામન ૪ જેવી દાસી ચતુર છે, તેથી ઉત્તમ નાર, ધીક ધીક મારો મનખો ધિક પડયો સંસાર. ૫ ચોપાઇ-ત્યાંતો જમવા બેઠો રાજન. કુળવંતીએ દીધુ બહુ માન; પેરયો ચુડલો સુવર્ણનો જેહ, ઓઢયું ચીર અનોપમ તેહ ૧ પેહર્યાં ઝાંઝર ઉત્તમ સાર, કડલાં કાંબીતણા ઠમકાર કાને સુવર્ણ કેરિ ઝાલ. નાકે મોર અમુલખ માલ. ૨ રૂડી રાખડી શોભે વતી, ઓઢણીયું પાસે વાદળ; દરશનીયું ને ગોફણી સાર, ફરતી ઘુઘરી કેરો ઘમકાર. ૩ સણગાર ગળામા શોભે સાર જુમખડું પટ બાંધ્યું તે વાર; કંઠે મુકતા કેરો છે હાર હિરા રતન તણો ચમકાર, ૪ હાથે કંકણ બાજુબંધ, મહા કામી જોઇ થાએ અંધ; સોલ શણગાર સજ્યા

તે નાર કર લીધો બાજઠ ભમરી બાર, પહેમ બાજઠ મુકયો છે પાસ,બીજો રૂપાનો તેની પાસ, હેમ બાજઠ હીરા જડયા, કીયા જડીઆએ ફડા જડયા. ૬ ફુદડી ફરતી તેમાં સોએ વળી ઝાંઝર રૂડાં હોએ રૂપા કેરા બાજઠ ત્યાંય હેમ ઘુઘરી ટાંકી તે માંહે ૭ કીયા કારીગરે તે ઘડીઆં, હીરા રતન અમુલ્ય જડીયાં; વળી ગદ્દલ બે લીધાં સાર, તેતો બેસવાને નિરધાર. ૮ પાંચ પટીલી કરીએ જેહ.તેના ગદલાં લીધાં તેહ; તે ગદલ આપે રતુકાર જમે પાથરયા તેની વાર. ૯ પછે તતબર થઇ કામની વેગે ચાલી ગજ ગામની; ઘરમાં થી નીસરી,બહાર તેમાં કાંઇ ન લાગી વાર. ૧૦ રમ ઝમ કરતી નીસરી જાણે ઇંદ્રપુરીની પરી બાજઠ મુકયા રાજાની પાસ. મનમાં થઇ બહુ ઉલાશ. ૧૧ બીજો બાજઠ રૂપાનો જેહ સુંદર આગળ મુકયો તેહ, અંવળે હાથ મુકયો કામન મુખ જુવે નહી ભામન ૧૨ રાજા મનમાં કરે વિચાર લજાવંતી દીસે છે નાર; મહા રૂપ તણો અવતાર તેમાં ખામી નહી લગાર. ૧૩ પુરવછાયા—રાજા તે વીસ્મે થયો ધન ધન એ કામન. ભાગ્ય મોહ્ટુ સુંદર તણુ એનારી રૂપ રતન. ૧ પચાસ

રાણી છે ખરિ મારા ઘરમાં સોએ એવું રૂપદીઠું નહી ઉમર માંહી કોએ ૨ ચોપાઇ—પછે કુળવંતી ઘરમાંગઇ ઉતાર્યાં આભુષણ ત્યાં સહી; બીજાં વસ્ત્ર પેહેર્યાં તેણીવાર બદલ્યા સરવે છે શણગાર. ૧ ચુડો પહેરયો કોરેલો જાણ દક્ષણી ચીર ઓઢયું નીરવાણ; હાથ માં ભોજન કેરો થાળ ભરજોબન છે મછરાળ ૨ મેહેલ્યો થાળ બહુ વિધ કીધ, અવળે હાથે સુંદરને દીધ નારી કળા કરે છે અપાર તેનો કો ન પામે પાર. ૩ આતો બીજી દીસેછે કામન, એમ વીચારે મનમાં રાજન સુંદરને બે છે રૂડી નાર એના તેજ તણો નહી પાર ૪ રાજા ત્યાં જોઇ રહયો ભલો સુંદર કામદાર; સરખે સરખુ રૂપ છે, એને બે છે નાર ૫ કનક વરણ કામની જસી સોહીએ સોળ શરગાર; હંસ સમી મરગ લોચનિ પદમણી પ્રેમ અપાર ૬ ભરજોબન વરસ સોળમાં ગજગામની તે નાર; ધીક ધીક અવતાર તે માહરો એમ રાજા કરે વીચાર ૭ ચોપાઇ—રાજા મન માં કરે વીચાર પછે ઘરમાં ગઈ તે નાર તેણે શણગાર ઉતાર્યાં જાણ પછે પેહેરયો ત્રીજો પરમાણ૧ કોરો ચુડલો પહેર્યો તે સાર, ઓઢી ચુંદડી તે નીરધાર; પેહેર્યાં

આભુષણ બીજાં જાણુ, દિઠે મોહ ઉપજે નીરવાણ. ૨
જાણે કન્યા પરણી સાસરે જાય, એવું મન વિમાસેરા-
ય;લીધો ભાત ધરતને દાળ, જેનો સ્વાદ ઘણોજરસા
ળ. ૩ ઠમકે ઠમકે મુકતી પાય. કામી નરનોતો જીવડો
જાય; રાજાને વાગ્યું ત્યાં કામબાણ, તેની સુધ ટળી
નીરવાણ. ૪ વપુ કંપે ને મુખે ન બોલાય, તેનીગતી
જોતાં એવિ થાય; જોઇ સુંદર ત્યાં કરે વીચાર. રાજા
કામી થયો નીરધાર. પુરવછાયા—શુધ શરીરની નવ
રહી રાયવીચારે મન; મેં જાણ્યું સ્ત્રી બે સહી,પણદી
સેછે ત્રણ. ૧ પચાસ પુરી પરણીયો, નહિ કોઇ એવી
નાર; ધીક ધીક મનખો માહરો, ધન્ય સુંદર અવતાર
૨ ચોપાઇ—એમ રાજા વીચારે મન. ઘરમાં તે ગઇ
કામન; ઉતાર્યાં વેગેથી શણગાર, નવા બીજા પેહેર્યા
તે નાર. ૧ કચકડાનો ચુડો શોભે અપાર બાંહે બાજુ
બેરખા નીરધાર; બાંધણીની સાડી પેહેરી જાણ નાકે
વાળી પહેરી પ્રમાણ ૨ જાણે ગુજરાતણ નીસરીબહા-
ર, હાથમાં ધર્યો દુધનો થાળ; માંહ સાકર ભરીછે સા-
ર, જાયફળ એલચી ખુશબોદાર. ૩ પુરવછાયા-બાહર
નીસરિ કામની,હાથમાં દુધનો થાળ; તે રાજા ત્યાં જો-

ઇ રહયો, પડી પેટમાં ફાળ. ૧ સુધબુધ સરવે વીસરી ભાન નહી લગાર; જોજો ભાગ્ય સુંદરતણુ, જેને સ્ત્રી છે આર. ૨ ધન ધન સુંદરનો મનખો, ધનધન એ કામદાર, ધનધન રાણી કુળવંતી, જેની દાસી રતુકાર ૩ મુજ ઘર એવી કોઇ નહી, જોતાં એવી નાર;હવે તે હું શું કરૂ, રાજા કરે વીચાર. ૪સુંદરને મારૂ સહી ચારે લઉ કામન; જોતાં સુંદર ચેતીયો,કામી થયો રાજન ૫ ચોપાઇ-સુંદર સમરે સારંગપ્રાણ,મધુસુદનની રાખજો માન; પ્રભુજી પાસુ છે તમ તણુ; સાચુ વચન હુંતો ભણુ. ૧ તમે ઉગાર્યાં ભગવતઅનેક, તેને કેહેતા ન આવે છેક; લજ્જા કમળાપતી, એમ સુંદર કરે વિનતિ. ૨ સુંદર મનમાં એવિ ભગતી કરે, તવ રાજાનું મન પાછું ફરે; કેમ મારૂ એ કામદાર, મુજને ચાલે નહી લગાર. ૩ પાપ દ્રષ્ટી મારી થઇ,વૃધપણામાં બુદ્ધી કેમ ગઇ;સરપ કરંડે ને જીવડો જાય; તારે સ્ત્રી ભલી ક્યાં થાય. ૪ ક્ષણ ભંગ તો આછે દેહ, શરીર પડવાનુંછે તેહ; પ્રભુજીએ આપી એવી બુદ્ધત્યારે રાજાના મનમાં થઇ શુધ. ૫ એ તો મારે પુત્રી સમાન એમ રાજાને આવ્યું જ્ઞાન; ખોટી દ્રષ્ટી મેં તો કરીએ

તો મારી ભગની દીકરિ. ૬ જમી ઉઠયા છે તેણીવાર
તેને વાર ન લાગી લગાર; હવે પાડ ઓશીંગળ થાઉ,
પસલી આપીને અહીંથી જાઉ. ૭ પાંચહજાર રૂપીઆ
સાર, ચાર સ્ત્રીને રતુકાર; પગે લાગીને રાજા જાય, તે
ને ઉલટ અંગ ન માય, ૮ પુરવછાયા-રાજાતતક્ષણઉ-
ઠીયા, ઘોડે થયા અશ્વાર;સુંદર ભેગો ચાલીયો, તે આ-
વ્યા રાજદુવાર. ૧ તે દીવસ એમ વહી ગયો, થયોસં
ધ્યાકાળ; શીખ માગીને સંચર્યાં, સુંદર તે તતકાળ. ૨
ફાટલી ઓછાવી ગોદડી, માંહિ ધુળ ખરી શેર ચાર;
તે સુવાને પાથરી, માંહે ભડકલાં બાર. ૩ સુંદર તો
સુતો ખરો, રાજા સુવા જાય; સજ્જામાં પોઢયો ખરો.
સ્ત્રી તળાંસે પાય ૪ પચાસ રાણી ભેગી થઇ, બોલી
મુખથી વચન, સુંદર નારી જોઇ આવિઆ, તો દેખાડો
રાજન. ૫ એમ કહી પગ તાણતી;દુખ દેતી નાર,અ-
મે તે જોશુ સહી, સ્ત્રી છે જે કામદાર. ૬ ચોપાઇ–
મુકો મુકો કહે રાજન, તમે દુખમાં દીયો કામન તોએ
નારી ન મુકે કેડ, ઘણી કરતી રાજાની છેડ ૧ તારે રા-
જાને ચઢી ઘણી રીસ, કહાડી મેલ કાં છેદુ શીશ, તારે
નારી બોલી વચન, તજશો મા તમે સ્વામીન ૨ અમે

કરશુ નીચાં કામ, ત્યારે જાશે તમારૂં નામ, લાકડાંધા
સ વેચી પેટ ભરશું તમારા મોહોલ હેઠે નીકળશું ૩
પ્રથમ બોલ્યાતા મુખથી બોલ, તમે આપ્યે। તો અમ-
ને કોલ; માટે દેખાડો તે નીરધાર, રાજા કહે સ્ત્રી છે
ચાર. ૪ જેને દેખીને રીજે મન. તેનું કેમ જોવાએ વ-
દન તમે પચાસ રાણી કામન. દુર મુખણી છો ભામન
૬ પુરવછાયા—રૂપ એનુ અદભુત છે તમે નહી દાસી
સમતોલ પરપંચ કરી દેખાડીશુ, એમ રાજા બોલ્યા
બોલ. ૧ કોલ આપ્યો તે નારને રાજી થઇ અપાર આ
તુરતા મળવા તણી, સમરે જુગદાધાર. ૨ ચોપાઇ-રા-
જા ઉઠયા તે પ્રાતસકાળ, સુંદર આવ્યો તે સભા મો-
જાર; ત્યારે રાજાએ દીધાં માન, ભલે આવ્યા તમે પ્ર-
ધાન ૧ આજ રાતે મે દીઠો ખેલ તેતો તમને કહુ છું
પેલ; એક નારી તે ભીનેવાન, તેતો દીસે રૂપ નીધાન
૨ તેણે ધાબળી ઓઢી શીશ,જાણે કરે છે ઘણેરી રિસ
એક ત્રીશુળ કર મોઝાર, સીંદુર તીલક કરયુ નીરધાર
૩ પુરવછાયા-સીંદુર તીલક તોકરયું,મેં સ્વપ્ને દીઠી
નાર; ખપર હાથે તે ખરૂં; મુખ કરતી પોકાર ૧ ખાઉ
ખાઉ રાજા તુજને; ખાઉ તુજ પરધાન; નીવેદ મારાં

નવ કરો, સમજુ થઇ રાજન. ૨ ઉજાણી કરો માહરી ભદ્રકાળી છે નામ; મહાકાળેશ્વર શીવ સહી, તમે આવો આણે ઠામ. ૩ તે માટે તમે સાંભળા, પ્યારામુજ કામદાર; ઉટઢંઢેરો ફેરવો સહી, આવે સહુ નરનેનાર. ૪

ચોપાઇ–બહુ આવે ત્યાં નરને નાર, પડોવજડાવે આંની વાર; ત્યારે સુંદર બોલ્યો વાણ એમાં સરવે થાએ કલ્યાણ. ૧ ઢંઢેરો ફેરવ્યો તે ઘડી, તેને વાર ન લાગી વળી; ગામ મધે જે નરનેનાર ઉજાણી જાવા થાજા તઇયાર, ૨ ભદ્રકાળી માતા છે જ્યાં. બાળ ગોપાળ આવજો ત્યાંહાં; એમ ફરિ આવ્યો પાછો ઠામ, આવી ઠેડે કર્યો પ્રણામ. ૩ એમ ફરીને આવ્યા રાએ પછે પોતાને ઘેર જાએ; રાજા બોલ્યો તેણીવાર તું તો સાંભળ મુજ કામદાર. ૪ હવે વાત કહું છું અમો કુટુંબ તેડી લાવોને તમો; તમે કાંઇ માં લગાડશો વાર જાઓ સામગ્રી કરો તઇયાર પુરવછાયા–ત્યારે સુંદર વળતું બોલીઓ, તમે સાંભળો મારી વાત હું સાચુ તમને કહું ખોટુ ન બોલું તાત. ૧ તમ સાથે અમે આવશું આવી ન શકે કામન, ચારેને દુખે સહી કોઇ નવ પીરસે અન્ન. ૨ એકને તાવ આવે સહી, બીજી વમન કરે અપાર, ત્રીજીનું માથું દુખતું; ચોથીને નથી

કરાર ૩ ચોપાઇ—સુંદરે એવાં કહયાંવચન રાજાનુંનવ માન્યુ મન સુંદર એમ નહી ચાલે લગાર જેમ તેમ ભેળી તેડા નાર, ૧ વેહેલમાં બેશી ચારે આવે ત્યારે રાણી મન ઘણું ભાવે સું. ફેરવણીકરે અપાર જોર ચાલે નહીયે લગાર. ૨ રાજા કહે હવે વેહેલા થાઓ; તમે પોતાને મંદીર જાઓ; સુંદર ત્યાંથી ઉઠયો તેણી વાર; પછે ઘોડે થયો અશ્વાર. ૩ વાગીયાં નગારા ઢોલ નીશાન નેકી પોકારે મુખથી વાણ; આજ સુંદર સમો નહી કોઇ એવી વાત નગરમાં હોય ૪ પુરવછાયા—સુંદર આવ્યો ઘર વીષે સરવને કરી જુહાર; ચાકર સઉ પાછા વાળ્યા ત્યારે બોલી રતુકાર ૧ આવો આવો વીર માહરા ભોજન કરીને જાઓ; પાણી ઉનાછે સહી ઝટ પટવેહેલાનાઓ ૨ સુંદર મોહોલમાંઆવીયો ત્યારે ભીડયાં દ્વાર; રતુકાર ઘરમાં ગઇ ભોજનને શી વાર. ૩ કુળવંતી બોલી સહી તુજને આવડું શું થાય તાંસળી પડી છે ચોકમા તું ત્યાં લઇને જાય ૪.

ચોપાઇ—તાંસળી લીધી કામન માંહે ખીચડ પાપડ ને અંન તે તાંસળી લઇ ચાલી દાસી આવી ઉભી સુંદરની પાસ ૧ જમો જમો વીર મહારા હું તો વારણાં

લેઉ તાહરાં સુંદર બોલે નહી લગાર. ઝાંખુ મુખ દીઠુ તેણિવાર ૨ સાચુ કહોને મારા ભ્રાત જે હોય તારા મનમાં વાત ત્યારે સુંદર કહે છેલો જુહાર મારે મરવું પડશે આ વાર ૩ પુરવછાયા—રાજાએ મુજને કહયું ઉજાણી કરવી સાર વેહેલે બેશી આવજો તમે નરને નાર ૧ પચાસ રાણી માહરી આવે સરવે જાણ નગર લોક સરવે આવશે કહ્યું વચન પ્રમાણ ૨ શહેરમાં ડંડોરો ફેરવ્યો કાલે જાશે જાણ તે માટે તુજને કહું મરણ આવ્યું નીરવાણ ૩ આબરૂ જાશે માહરી તે માટે મરવું સાર વચન એવાં સાંભળી તવ બોલી રતુકાર ૪ ચોપાઇ—એમ કહિ ચાલી રતુકાર આવી જ્યાં કુલવંતી નાર; બાઇ સાંભળો કહું વચન મુરખો મરેછે આણે દન ૧ મુરખો મરેતો આપણે દુખહોયે રાજા દંડ લીએ ત્યાં શોએ દરશન કરવા જાવું કામન એમાં કાંઇ ન બેસે ધન ૨ તવ બોલી કુળવંતી નાર. મુવો વારંવારે જંજાલ; પરાણે પુન્ય આણે થાએ, સાચુ કહુ છુ મોરી માએ. ૩ રાંડ તારે મનએ ભાવે, ત્રણ વેહેલ મંગાવી લાવે; એવાં વચન કુલવંતીએ કહ્યાં, તે સરવે રતુકારે કહ્યાં. ૪ પુરવછાયા—વચનએ

વા સાંભળી, તતક્ષણ આવિ નાર; વેહેલત્રણ મંગાવો સહી એમ કહેતી રતુકાર. ૧ તે ઘડી વેહલ મંગાવિ ત્યાં છોડી આંગણ મોજાર; કમાડ ત્યાં ભીડાવિયાં મુરખાપાસે તે વાર. ૨ આખી રાત ઉજાગરે, વેહેલ ગુંથણી હોએ; માફા તેના ઢાલીયા, તે કળી નશકે કોએ ૩ માંહે એક મુકી શલ્યા સહી. ત્રણ ત્રણ મનની સાર; તિર દોરીએ દેખાવિ સહિ હીકમત કીધિ નાર. ૪

ચોપાઇ—એવી હકીકત કીધી નાર, પ્રાતસકાળ થયો તેણીવાર; ત્યારે મનમાં કરયો વિચાર, હવે શું કરીએ નીરધાર.૧ આગળ આપણ જઇએસોએ,જેમ વાત પ્રકટ ના હોએ; રાત બે ઘડીકા ત્યાં રહી. કુલવંતી તે તતબર થઈ, ૨ દાતણ પાણી કીધું કાસન. બે ઘટીક રહિ જામન; વેહેલ જોતરી તેનિ ઘડી; તેમાં કુલવંતી બેઠી ચઢી. ૩ ચાર વેહેલ ચાલા જેટલે ગામના ઘોડા ચાલ્યાં તેટલે, શંકટ જોડીયાંછે ત્યાં અપાર સરવે ચાલ્યાં નગરથી બહાર. ૪ જાવુ છે. ત્યાં એક જોજન, માતાનાં કરવા દરશન,કોઇ ઘોડે થયા અસ્વાર કોઇ વહેલે બેઠા નીરધાર. ૫ લીધાં શ્રીફળ સીંદુરધુપ લીધાં ઘાટડી મોહોડીયા અનુપ; હરખ આણે તે નરને

નાર, મેળો માતાનો થયો અપાર. ૬ આખુ નગર ની-
સરયુ બહાર, સુંદર ઘોડે થયો અસવાર; આવ્યો આ-
વ્યો તે રાજદવાર, રાજાજી હવે કેટલી વાર. ૭ વહેલા
થાઓ તમે રાજન, આગળ ચાલ્યાં અમારાં કામન;
સુણી રાજા ઉઠયો તેણીવાર, ઘરમાં ઉતાવળ કીધિ
નાર. ૮ સુંદર નારી આગળજાએ; તમને અસુરજ
થાએ; એવાં વચન કહે છે રાયે, પટેરાણી ત્યાંતતબર
થાએ; ૯ પુરવછાયા—વચન એવાં સાંભળી ઉતાવળી
સરવે થાએ; વસ્ત્ર અવળાં પેહેરીયાં, આભુષણ ભુલી
જાએ. ૧ કોઇયે તેલ માથે ઘાલ્યું નહી, આજણઆંખે
ના હોયે; સઉ ઠીક થઇ ઉઠીયાં, મેલાં ગાંડા દોડયા જા-
એ. ૨ તેજે જોઇ બહુ હરખીયા, તે ભદ્રસેનરાયે; અ-
સ્વારી આગલ થઇ, સઉ સેન ચાલ્યું જાયે. ૩ વેગે
વહી સઉ આવિયા, ભદ્રકાળી માતાયે; ભદ્રકાળી મા-
તા કહેવાએ, સરવે લોક તે આવ્યા ત્યાંયે. ૪

ચોપાઇ—દેહેરે ઉભા કીયા મહારાજન, તંબુખડા
કીધા રાજન, સુંદર વેહેલ છોડી એકાંત, ચીંતાથીમન
નહિ કાંઇ શાંત. ૧ રખે ખબર પડે ત્યાં રાયે, આબરૂ
તો નથી ઘર માંહે, તે માટે બીએ છે મન, રખે વાત

જાણે રાજન. ૨ પોતે પોતાનું કામ થાયે. કચેરી ભરિ બેઠા રાયે; મોટા મોટા સાહુકાર આવે, તે તો રાજાને મનડે ભાવે. ૩ રાગ રંગ થાએ અપાર, રાજા પાસેબેઠા કામદાર; લોક સરવે હલમલ કરે, માતાને નિવેદધરે.૪

પુરવછાયા-નીવેદો નાના વીધ તણાં,જઇ મુકે રાજન, સ્તુતી કીધિ અતિ ઘણિ પાસે બેઠાં પ્રધાન. ૧ ભક્ષ દીધું ત્યાં સહિ, પછે આવ્યા સભાએ, કચેરીમાં બેઠા સહિ, ભોજન તતબર થાયે. ૨ ચોપાઈ—રસોઇ થઈ ત્યાં રાજન, ચાલો ચાલો જમીયે પ્રધાન,સાહુકાર બોલે તેણીવાર,અમારે ઉતારે જમશે કામદાર.૧અમને ગરીબને દીયો માન, પ્રધાન જમવા મેલો રાજન, મોતીચંદ એમ કહેછે સોયે. રાજા કહે વાત ન હોયે. ૨ અમ ઘર જમે કામદાર, ત્યારે તેડવા આવી સ્તુકાર, ચાલો ચાલોરે મારાભાઇ, ભોજનની તઇઆરી થઇ.૩

પુરવછાયા—ચાલોચાલો વીર માહરા, કરવાનેભોજન રસોઇ કરીને જાય છે, વાટ જુવે કામન. ૧ તવ રાજા મુખથી બોલીયો, એ જમે કામદાર, ભોજન નાના વીધ તણાં જેને અન્ની ચાર. ૨ હશીને સુંદર પરવર્યો, આવ્યો પોતાને દ્વાર, ખમા ખમારે વીર માહરા એમ

વદતી રતુકાર. ૩ ચોપાઇ– ખમા ખમા વીર માહારા હું તો વિચન લેઉ તાહરાં; ચાલો રસોઈ કરિને જાય- આવો આવોરે તંબુ માંહે, ૧ સુંદર તંબુમાં ગયો તે, ણી વાર ત્યારે બોલી કુળવંતી નાર સુવાને આઘો બેસાડ સોયે મુખ દેખુ તો પાપજ હોય. ૨ તાંસળી વચમાં પડી છે જાણુ, એ પીટયાને પ્રમાણ; તાંસળી લઇને કર મોઝાર, તેમાં એઠુ જુઠુ પીરશુ ઠાર ૩ સું- દર આગળ મેલ્યું સહી, માંહે ખીચડી પાપડ અન્ન; સુંદર કવલ ભરે નહી. ભલો તું જગજીવન. ૪ મીઠુ ઝાઝુ નાંખીયું માંહે પાણી નાંખ્યું સાગે ગરિબ સર્વ જમે ખરા તેને પણ આ દુખ નાચે ૫ એમ કહીને ઉઠયો કવલ ભર્યાં બે ચાર માન દીધુ તે અન્ન દેવને આવ્યો સભા મોઝાર ૬ પાન સોપારી મુખમાં ધરી, લવીંગ એલચી સાર તે ચાવતો આવીયો ઘડી નવ લાગી વાર ૭ રાજા વાણી બોલીયા શું જમીઓ કા- મદાર વેહેલા વહેલા આવીયા કાંઇ ન લાગી વાર ૮ સુંદર કહે સુણો રાયજી મુજને એક વ્યસન કસુંબો ચડીયો નહિ ભાવ્યું નહી કાંઇ અન્ન ૯ ચોપાઈ–એક પડયુ છે મુજને વ્યસન કાંઇક ઠુગો કરૂં રાજન; તારે

મુજને ભાવે અન સત્ય માનીચે મુજવચન તારે મી-
ઠાઇ દિધિ છે ત્યાંએ શેર બે લઈ સુંદર ખાએ બીજી
મીત્રરોને વેંચી દીધી ઘણા દિવસની ભુખશાંતી કીધી
પછી રાજાની રાણીઓ જેહ કુળવંતીને કહાવે તેહ ત
મને મળવાની છે ઘણી આશ, અમો આવિએ છીએ
તમ પાસ ૩ પુરવછાયા—કુળવંતીને કહાવ્યું તુસાંભળ
ચતુર સુજાણ સામગ્રી કરજો તમો આવુ છુ
પ્રમાણ ૧ તોંયે કુલ્લાચાર મંગાવિયાં ગલાલે ભરીયાં
સાર, હીકમત ત્યાં એવિ કરી વળી ત્રાંસ મંગાવ્યા
ચાર ૨ ચોપાઇ—ચાર કુડલાં મંગાવો સાર વેગેથી
તાં મેલાવો નાર સોમચંદને વીરચંદ પાળ કુડલાં
મંગાવે તતકાળ ૧ વહેલી થાતુ રતુકાર આવશે ભ-
દ્રસેનની નાર વળી નાટક કળા કરવી તેની આંખ
ગુલાલે ભરવી ર બાંધ્યા કુડલા ચાર પર સોએ દોએ
નારી વચીક્ષણ હોએ; ચાર તાંસ તેછે પરમાણ, કુડલાં
પાસે ભરી મુકયા જાણ. ૩ એવે આવી નારી તે સર્વે
મળી, રથ મંડળી કીધી વળી;ત્યાં આવીને ઉભી સ-
ર્વે, બોલે છે મુખથી બહુ ગરવે. ૪ વાહાલાં થાએ
કુળવંતિ નાર, નીકળો માંહેથી બહાર તવ નીકળે

જોવાને પુર, ચાલી જેમ જુધ કરતાં સુર. ૫ ચીર મુ-
કતાફળે ભર્યા જેહ, ઓઢીને નીસરી છે તેહ; કંચુકી
છે હીરાએ ભરી, રથમાંથી બહાર નીસરી. ૬ નારી
નીસરી રથથી બહાર-જાણે વીજળીનો થયો ચમકાર
રતુકાર ચતુર બહુ હોય, લીધાં તાંસ ભરીરે દોય ૭
તે તો ઠમકે ધરતી પાએ; ઉતરતામાં કરીયો ધાએ થ-
યો ગલાલ તણો ઘમઘોર, નારી બહુ કરે છે સોર. ૮
રથ દુજે ચડી કામન, થાલ હાથે ગ્રહી ભામન; ઘા ક-
ર્યાં ગલાલનો સાર, ગઇ બીજે રથ વહિ નાર. ૯ જેમ
કેશરી ગજ ઉપર ધાએ, રતુકાર તે પેરે જાએ; બેહુ
વ્યાકુળ થઇ છે ત્યાં નાર, તે તો રથ ફરિ વળી ચાર
૧૦ નારી કહે સુંદરને ધન, જેને ચાર રૂડી ભામન;
આપણ દુરસુખ સરવે નાર, ધનધન સુંદર કામદાર
૧૧ રાજાયે માણસ મુકયું તેહ, બસકરે હવે કહ્યું તેહ
તારે પાછી વળી કામન, નારી કહેતી જાયે ધન્ય ધન્ય.

પુરવછાયા—રાજા રઇયત સઉ જણા, પરવર્યા તે
વાર; રથ જોડાવી નીસર્યાં ચાલ્યા નરનેનાર; તંગદુટયો
ત્યાં અશ્વનો, કેડે રહયો કામદાર. ૨ ચોપાઇ—જ્યારેપા
છળ રહયો કામદાર, ત્યારે વાલંદ બોલ્યો તેણીવાર;

વાલંદ લાડકો રાજાનો કહેવાય,તેતો આવીયો ક્ષણમાં તાંય. ૧ લાગ જોઇને કરતા વાત, તમ સાંભળો પૃથ્વી નાથ; સુંદર માન નહી ઘર માંહે. સાચુ કહુછુ તમને રાયે. ૨ પરીક્ષા મેં એની કીધી રાયે, જમ્યા પછીબ-શેર કેમ ખવાયે; બશેર મીઠાઇ ખાઇને સોય; ભલી રિતે જમે જે કોય. સ્ત્રી અન્ન પુરૂં ન આપે, કાં તો મુરખો કરીને થાપે; તમે વિચાર કરોને રાય જમ્યા પછી તરત ન ખવાય ૪ પુરવછાયા—મનયેનાં મળતાં નથી, સ્ત્રી ન પીરસે અન્ન; તે માટે કરો પારખુ,સત્ય કહુ વચન ૧ એક પારખુછે યેહનું, જોડે બેસે નરનાર યેમ કહો યેને સહિ, નીશ્ચે કહે નકાર. ૨ તમે પણ જોડે બેસજો, રાણીજીની પાસ; તેજ પ્રમાણે બેસારિયે સુંદર કુળવંતી પાસ. ૩ ચોપાઇ—સુંદર આવી પુગ્યો તતકાળ, ત્યારે મુખથી બોલ્યો તે ભુપાળ; કેડે કેમ રહયા દિવાન, રાજાયે દિધું ઘણું માન.એક વાત કહુ કામદાર; જોડાજોડ બેસે નરનાર; નગર તણા જે શેઠ શાહુકાર; તેપણ બેસે નરને નાર.૨ યેવાં રાજાએ કહયાં વચન, તવ સુંદરનું નવ માન્યું મન; એવું કેમ થાયે રાજન, માણસમાં થાયે હાસન ૩ આપણો નહી

યેમાં તોલ, માટે વિચારિ બોલીયે બોલ; રાય કહે બે સવું આ ઘડી, રાજા રથપર બેઠો ચડી. ૪ પુરવછાયા-રાજા બેઠો વેહેલે ચડી સુંદર કરે વિચાર, આબરૂ તો જાશે ખરિ, મરણ આયું નીરધાર. ૧ રાજા વળતુબોલીયો. વહેલા થાઓ કામદાર, નહી બેશુ સુંદર કહે પેચુટી પડે નીરધાર, રથમાં બેશુ રાયજી, ટળે પેચુટી તાત, માટે માફ્જ કીજીએ, સાચી માનો વાત. ૩ચોપાઈ-રાજા કહે સુણો કામદાર, વહેલ પર બેસો લગાર સુંદર નઇણે આંસુ ભરે, વાલંદ આંખ મીચી ચાળો કરે ૧ તે વાત વળતી રતુકાર, તું સાંભળ કુળવંતી નાર; રાજા વહેલમાં બેઠો સાર; તમે બેસાડો કામદાર ૨ રાજા કહે છે વારમવાર, તમે વહેલ બેસોડો કામ દાર; કુળવંતી કહે સુખે વાણુ. રંડા ઘેલી દીસેછે અજાણુ. ૩ રતુકાર કહે ઘડી તું બેસાર,જેમ આબરૂ રહે કામદાર; મારૂં વચન માનો તમે સોર,નવ કહેશો મુખેથી નકાર. ૪ ત્યારે કુળવંતી કહે સાંભળ તું સહી, એને બેસાર રથમાં લઇ; કેજે નવ જુવે મારા સામુ, હું તો મુખ જોઇને કેમ ખમું, ૫ આડુ જોઇને તું એને બેસાર, તારે ગમે તે કર તુ નાર, મેં તો તારૂ માન્યું

આ વાર, નહીતર માનુ નહીરે લગાર. ૬ ત્યારે દાશી કહે તેણીવાર, આવો વહેલે બેસો કામદાર; નારીબોલાવે વારંવાર, વેગે આવોને રથમોઝાર. ૭ તમવીના ન ચાલે ઘડી, તમે બેસોને રથ પર ચડી; એમ માન દીધુ રતુકાર, રાજા વીસ્મે થયો તેણીવાર. ૮ પુરવછાયા-આવો આવો વીર માહારા, હું જાઉ તુજપર બલીહાર; રાણી સદા કરે સહિ, વેહેલે બેસો લગાર. ૧ ત્યારે સુંદર વળતો બોલાયો, પેપોટી પડે જાણ; તેતો તું જાણે ખરી, મુખે વદે નીરવાણ. ૨ એક ઘડી બેસો તમો, ફીકર નહી લગાર; એમ કહિ કર તાણતી, પોતે તે રતુકાર. ૩ ચોપાઇ-ત્યારે વહેલે બેઠા કામદાર,પગને ખોડી પોતે લગાર; બેપગ પપડેમુકયા જાણ, જોડે વહેલ રાજાની પ્રમાણ. ૧ સામા સામી વાતો કરે રાજા હરખ અતીશે વરે; રાજા મુખથી બોલ્યો સોય, માંડવીનિ ઉપજ કેટલીહોય. ૨ નામ વિરપુર જે કહેવાય. તેનીઉપજ કેટલીથાય; સુંદર બોલ્યો તેણીવાર. વીરપુરના સાઠહજાર. ૩ માંડવીયે જે દાણ લેવાય, પાંચ લાખની ઉપજ કહેવાય; વાતકરે રાજા કામદાર, વીસ્મે પામી કુળવંતી નાર. પુરવછાયા—કુળવંતી વીસ્મય

થઇ, વીચાર્યું નીજ મન; મુરખો ચતુર દીસે ખરો, મુખલેખુ દિયે રાજન. ૧ એમ જાણી નીહાળીયુ, વાંસો દીઠો જાણ; જોતમાં રાજી થઇ, વાગ્યું મોહનું બાણ. ૧ જેની પુંઠજ દિપતી, તેનુમુખ શુભ હોય; એ જુજોઇ ચટકોકરયો, ત્યારે સુંદર પાછજોય. ૩ આ ચટકો વીંછી તણો, પાછુંજોય તેવાર; તેજોઇ મોહ પામી ખરી, અચરત પામી તે નાર. ૪ વદન અતી રળીઆમણું, મુછવાંકી હોય; હેમ કડાં છે હાથમાં, વેઢ વીંટી રહી સોય. ૫ નવલખી ઉતમી શોભતી. હાર મોતીએ જડાવ; બાહે બાજુબંધ બેરખાં, માંહેહીરા રતન જડાવ. ૬ વળી ચઢકારો કરયો કામનિ, સુંદર મુકે નીશ્વાસ; રખો ધકકો દે મુજને, તોહમણાં થાશે હાસ્ય.૭ એમ કરતાં કઉતક થયુ, રાણી વીસર્યો હાર; નવ લાખ મોતિ તણો, વીસરયો તે ઠાર. ૮ દેવીના દેવળ વીખે, ભુલી રાણી હાર; એવુંસુણીને ઉતરયો, સુંદર તેણીવાર. ૯ ચોપાઇ—ત્યારે રાજા મુખે કહે વાણ, સુંદર સુણો કહે નીરવાણ; રાણીનો હાર હુતો જેહ, ભુલ્યા ભદ્રકાળીમાં તેહ ૧ એવુ સુણી સુંદરે ભીડી હામ આજ્ઞા દો હું જાઉં તે ઠામ; ક્ષણમાં લઇને આવું

મહારાજ, એતો બીજો તણુ નહી કાજ. ૨ વળી વીચારયું સુંદરે મન, ભલુ કીધુ શ્રી જુગજીવન; મને કુળવંતીની બીક ભારી. લાભ મારી પાડત એ નારી. ૩ તે ભયથી છુટયો આનિવાર, તેતો કીરપા શી દેવ મોરાર; આજ્ઞા લઇ હાર લેવાને જાય, પછે કુળવંતી રૂવે રથમાંવ. ૪ વળી મુખથી બોલે છે એમ, રતુકાર કરૂ હવે કેમ; એના ગુણનું પારખુ નહી કીધુ, મેતો દુખ ઘણેરૂ દીધુ, ૫ તે મને કીધો બહુ ઉપદેશ, મેંતો માન્યો નહી તેલેશ; કદિ કીધી ન એશુ વાત, રૂપ ગુણ ભરયો વીખ્યાત. ૬

સુંદરના વીયોગથી ફરી વીલાપ કરે છે.

ચોપાઇ—રૂદન કરવા માંડયું ત્યાં નાર, સાંભળોતુ રતુકાર; એળે ગયો મારો અવતાર, તું કંથ વીના સુનો સંસાર ૧ કંથ વીના ધિક અવતાર, તુને સાચુ કહુ રતુકાર; ઘેરવેગે આવે ભરથાર, કીરપા કરે જો વીસ્વાધાર. ૨ કંથવિના સાસરે નહી માંન, કંથવિના ઉજડ ઘર રાન; કંથવિના મેહેલ સમશાન, કંથ વિના નારીનુ માન ૩ કંથ વીના ન વદે સુકન કંથ વીના ન શોભેતન; કયારે થાયે કંથ દરશાન, એમ કરી રૂવે કા-

મન. ૪ કંથવીના સુની મુજ દેહ, મેંતો કીધાનએશુ નેહ; ફરી આંટા ન ચોરીમાં ચાર, પ્રીતે આરોગ્યા નહી કંસાર ૫ એવું સુણી બોલી રતુકાર, તુ સાંભળ ઘેલી કુળવંતી નાર; શા તે દુખ ધરો આવાર, એ પાપીને માર પેજાર. ૬ એઠંજુઠં પીરશુઅન્ન, પેટ ભરી ન આપ્યુ ભોજન; શુ રૂદન કરે છે નાર, એ પાપીને માર પેજાર. પંડયાને ઘેર ભણુતી તુ નાર, તે દહાડાના એ મુરખો સાર; તે ઉપર શો આવડો પ્યાર, એ મુરખાને માર પેજાર. ૮ તેનું તુ નવજોતી મુખ, તે દીઠકેમ થાશે સુખ; ફોગટ દુખ ધરે નીરધાર, એ પાપીને માર પેજાર ૯ પુરવછાયા—વચન એવાં સાંભળી. બોલી કુળવંતીનાર; મેણાં મુજને દે ખરી, ભલી રતુકાર ૧ સુંદર મા-હારો સાહેબો, હું સુંદરની નાર; સુંદરવીના હુશુ ક-રૂ, મારો ધીકધીક અવતાર. ૨ મેં આવુ જાણ્યું નહી સુંદર એ કામદાર; હવેહુ એની દાશી છું, એ સાચો ભરથાર ૩ આવે તો હમણા વરૂ ફરૂ વળી ફેરા ચાર; હેતે પ્રીતે ભાવશુ, એને જમાડુ કણશાર, ૪ ચોપાઇ—સવારે આવશે ભરથાર એતો લેવા ગયો છે હાર સા મગરી આપણુ જઇ કરીએ, આવેતો વેગે ફેરા ફરીએ.

૧ વહેલી થાયે તું રતુકાર, પઇસાલેતે તુ જોતે બજાર; તલજવ ને મીઢળ નાડાછડી લઇ આવતુ આની ઘડી. ૨ એકવીપ્રને તેડીલાવે, તો હાથે વાળો ઝટ મેળાવે; ત્યારે રતુકાર કહે શુણ ભામ, એતો ઉતાવળનું નહી કામ. ૩ વાત કહુ તે મનમાં ધરજો, આવ્યા કેડે ગમે એમ કરજો; ગતી ગોવીંદની ન કળાય, લખ્યા. લેખ હોય તેમ થાય. ૪ એમ કહીન કરયો ઉપદેશ, કુળવંતી શુણે નહીલેશ, અતી આનંદમાં બની ઘેલી સજ્જા પાથરી પુષ્પની વહેલી. ૫ પછી જોઇ રહી ત્યાં વાટ, ન આવ્યો નાથ થયો ઉચાટ; એકઠા રહીએ આણે ઠામ, ઘણી ગઇ છે વિતિ ત્યાં જામ. ૬ સુંદર હાર લઇ પાછો વળ્યો, કે છે ફેરો સર્વ ફળયો; રસ્તે થાય છે માત શુકન, ત્યારે પોતે વીચાર્યું મન. ૭ એજોરાવરીએ તે રથ મોઝાંર, બેઠા માટે કોપી હશે નાર, પ્રભુ તુજને ગમે તે ખરૂ હું તો ધ્યાન તમારૂં ધરૂ. ૮ પુરવછાયા—હરણ ડાબા ઉતરે, વશીઅલ ડાબો જાય; કળકળીયો કળ કળ કરે. થર થર ધરૂજે કાય ૧ તોં પણ ચાલ્યો આવીઓ, પોતે નાગરનિ પાસ; દરવાજા ભીડયા ત્યાહાં, દેખી થયો ઉદાસ, ૨ થાકયા સઉકો આવિઓ,

વેગે સુતા સાર. સાદ કરે સુંદર ઘણા,કોઇ બોલે નહી લગાર. ૪ ચોપાઇ—સુંદર સાદ કરેછે અપાર' પોળીયો ન બોલે લગાર; જાગે જેકોઇ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી. ૧ જાગે રાત અંધારી ચોર,જાગે વન વરસંતો મોર; જાગેજેના ઘરમાંસાંપ. જાગેજે દીકરીનો બાપ. ૨ જાગે જેને માથે વેર, જાગે જેને બહુ ફીકર જાગેજે કોઇયે જાર, જાગેજે સકુળની નાર.૩ પોળીયો જાગ્યો નહિ લગાર, સુંદર ઉભો તેણે ઠાર. શ્રમ પડીયો થાકયો સહી, અરેદઇવ જાઉ તે કહિ. પુરવછાયા-દોહોડ પોહોર રેણી ગઈ, ઉઠયું નહિ ત્યાં કોય સુંદર આશા છોડીને, વીચારે મન સોય. ૧ છેલ્લા સાદ કરૂ સહિ, સુણતાં ઉઠે કોય; તોતો કામ સરે સહી,નહિ તો વીપરિતહોય,ચોપાઇ—સુંદર સાદ કરે દશબાર,પોળીયો ન બોલેલગાર; ત્યારેમનમાં વીચારે વાત, હવેઘણી ગઇછેરાત. ૧ એકરૂડી દીઠી પરસાલ માટેસુઇ રહુ ત્યાં લગાર; ઘેરસુવાનું સુખનહોય,ફાટલગોદડીપાથરી સોય. ૨ ચોફાળ પાથરયો તેણીવાર. સુંદર સુતો ત્યાં નીરધાર, ઢાલ તલવાર ઓશીંગે મુકી પછે સુંદર પડીયો છે જુકી. ૩ ત્યાં ઉંઘી ગયો કામદાર, એક વી-

ધન થયું તેણીવાર; થાકી ગયો હતો પ્રધાન. નીંદ્રામાં નહિ તેને ભાન. ૪પુરવછાયા—ચંદાવેરી વાંદળાં જળ વેરી શેવાળ; પુરૂષવેરી નીંદ્રાઘણી; મછનેવેરણ જાળ ૧ તેમ સુંદરને નિપજ્યું નિંદ્રામાં તે ઠાર; મનની વાત મનમાં રહી, અકળ ગતી શ્રીરામ. ૨ મણીધર મોટો નીસરયો, ફરવા દરથી બહાર, ખુશબો આવી તેહની,આવ્યો તેણે ઠાર ૩ ચોપાઇ—જ્યાં સુંદરે કરયો આરામ ભોરંગ આવ્યો તેણે ઠામ; છાતી ઉપર બેઠો જાણ સુંદર લહેર ખાતે પ્રમાણ.૧ સુંદર નીંદ્રા આવિ અપાર. તેતો જાણે નહિ લગાર; ચુવા ચંદન પેમલ અંગ તેને આનંદ પામીયો ભોરંગ. ફેણ ચઢાવી ડોલે અપાર. અઘોર નીંદ્રામાં છે કામદાર; તેને શુધ નહી લગાર પાશુ ફેરવ્યું તેણીવાર ૩ પુરવછાયા— સુંદરે પાશુ ફેરવ્યું, કર અડકયો તે વાર; ભોરંગને સહિ, તેને કરયો ચટકાર. ૧ હાથ તણી જે આંગળી તેને કરડયો અપાર; હળાહળ ચડીગયું,ઉઠયો ત્યાં કામદાર. ૮ ચોપાઇ-જેવો ઉઠવાગયો કામદાર લેહેરઆવી પડયો તે ઠાર તેને પડતમાં ગયો ઝટ પ્રાણ, તે તો વાત ન કોઇનેજાણ. ૧ રાત અજવાળી ચટકી અ-

પાર, સોડતાણી સુતો કામદાર; સબવત થયુ છે શરીર તેને કો ન પાએ ત્યાંનીર. ૨ એક કઉતક કારમુ હોય ગતી હરિની કળે નહિ કોય; એક ઘાંચણ પુત્રી નીરધાર, તે તો રહેછે નગરથી બહાર. ૩ મંત્ર જંત્ર જાણે છે અપાર, તેને તાગી મુકો ભરથાર. પાસે દ્રવ્ય તણો નહી પાર મન માન્યો ખોળે ભરથાર. તે તો ફરવાને નીસરી બહાર, ફરતા ફરતા આવિ તે ઠાર;સુતો દીઠો પુરૂષ નીરધાર, જોઇ મનમાં કરયો વીચાર. ૫ ઘાંચણ પુત્રી જોઇ રાજી અપાર. જે હોય તે મારો ભરથાર; ઉભી રહિ ત્યાં ટગમગ જોય સોડ તાણીતે સુતો છે સોય. ૬ તેતો મુખે બોલી તેણીવાર ઉઠો ઉઠોને મુજ ભરથાર; સોડ ઉચી કરી જેટલે, સુંદર સુતો દીઠો તેટલે ૭ આજસફળ થયો અવતાર હુંતો રૂડો પામી ભરથાર; મારા ભાગ્ય તણો નહી પાર, આપ તરૂઠા શ્રી જુગદાધાર. ૮ પુરવછાયા—હરખી જોતાં મનવીખે, ઘાંચણ પુત્રી સાર;છેડો લેઇ ઉંચો કરયો, દીઠો ત્યાં કામદાર. ૧ ઉજેણીથી આવિયા નીંદ્રાળુ મુજ સ્વામ બોલોબોલો મુજથકી પોચેમનનિ હામ. ૨ બોલાવ્યો બોલે નવિ,આતે શું કહેવાય; અંગબધુ તે જોઇ વળી

કરડયો મણીધર ત્યાંય. ૩ ડંસ કરયો છે આંગળી, તે જોયો કામન; વીખ વાળુ આણી ઘડી, દુર કરૂ વિઘન. ચોપાઈ—ડસ્યો દિઠો આંગળીએ ભોરંગ, તેનુ ઝેર ચડુ છે અંગ; હમણાં જીવતો કરૂ ભરથાર, ઝેરઉતારૂ આણીવાર. ૧ આંગળી મુખમાં લઇનેસાર, મંત્ર ભણીને ચુસી તેણીવાર; ગટીકા બે થઇ છે જ્યારે, પ્રાણ આવ્યો દેહમાં ત્યારે. ૧ ઉઠી બેઠો થયો કામદાર, જુવે તો પાસે દીઠી નાર; ત્યારે મનમાં કરે વિચાર, મારી પાસે આ કયાંથી નાર. ૩ પુરવછાયા—કોણછેરે તુ કામનિ. સાચુ બોલ વચન; ડાકણ સાકણ કે વંતરી, કહેને આને દન. ૧ કરજોડી કહે કામના, સત્ય કહુ આઠાર; હું ઘાંચણની દિકરી, પામી તમ ભરથાર., ચોપાઈ—સુંદર મુખથી બોલ્યો વાણ, નારી ઘેલી દીશે છે પ્રમાણ તમે ઘાંચી અમે રાજન ઘેલી થઇશું બોલે વચન. ૧ ત્યારે નારી બોલી તેણીવાર. બેમાં કોણ ઘેલુ ભરથાર; કરડયો હુતો ભોરંગ, તેનું ઝેર ચડયું તુ અંગ તે તો ઉતારયું આણીવાર, સજીવન કીધા ભરથાર. નહિ માન તા ઝેર ચઢાવું, હું તો તમારે ઘેર આવું. ૩ ત્યારે બીનો અતી કામદાર. ત્યારે ઘેર હું આવું નાર; પાસે પડયો દિઠો ભોરંગ, તેને ઝેર ચડયું છે અંગ;

સાચી વાત જોઇ કામદાર, ઘેર લઇ તે ચાલી નાર. ૫

પુરવછાયા—ઘેર તેડી સંચરી, આવી મહેલ મોઝાર; માતા માહરી સાંભળો, હું તેડી લાવિ ભરથાર. પોખો માતા એહને વેગેમાં લગાડો વાર; ચાર ફેરા ફરી સહી પછે જમાડુ કનસાર. ૨ પછેમાતા ઉઠી હશી સામગ્રી કરી તઇયાર, થાળ લીધો હાથમાં, કરવાને આચાર. ૩ ચોપાઇ—પણ કીધો બહુ આચાર, પોંખવા આવી ઘાંચીની નાર; લીધો ચોમુખ દીવડો હાથ, હરખી ઘણું મનડાનો સાથ. ૧ ધુસળ મુસળર વઈ ને ત્રાક તેણે પોંખીને સાહયું નાક; એડી પેડીને માગે લીધ. ઉતારીને ફેંકી દીધ. ૪ ગળે ધાટધારીને તાંણયો, જીત્યા વરને માંયરામા આણયો; હાથે મેઢળ કંકણ ચુડો હાથે વાળો સાહયો રંગ રૂડો, ૫ પછે છેડા બાંધયા છે નાર, કંઇક વીધના કર્યા છે આચાર; પ્રીતે આરોગીયા કણ સાર. ત્યાં તો મંગળ વરત્યા ચાર. ૬ પરણી ઉઠયો રૂડો રીત પછે તો ઘણી લાગી પ્રીત, હરખ પામી તેની માય. તેને ઉલટ તો બહુ થાય. પ્રીત બંધાણી તેહને આવ્યા મોહોલ મોઝાર, પ્રેમે સજ્જા પારિ હરખ પામી તે નાર. ૮ સજ્જાપર આવ્યો સહિ મુકતા

ફળે ભરીહાર; આરતિ કીધીતે સહી, જે પોતાનો ભરથાર ૯ પછેપુષ્પ સજ્જા પાથરી, આવ્યો ત્યાં પ્રધાન રંગભાગ કર્યા સહિ હરખપામીયો મન ૧૦ ચોપાઇ–પછે હરખ પામી બહુ નાર, રાત રેણી વીતી ત્યાંસાર; પ્રાતસકાળ થયો જેટલે, નર નારી ઉઠયાં તેટલે. ૧ સોનાની ઝારી કહિએ જેહ, સ્વામી આગળ મુકી તેહ મુખ મજન કરયું તેણીવાર પછે બોલ્યા ત્યા કામદાર. ૨ નારી જાશુ અમારે ઘેર, રાજાવાટ જુવેછેબહુ પેર; નારી કહે તમે ખોટી થાઓ, અહિં ૨ કોમન ભાવે ખાઓ ૩ તજવાનું નવ લેશોનામ, જો જીઆનુ હોય કામ; ઘેર સ્ત્રી છે તમારે સાર, તેથી હુ પણ તમારી નાર. ૪ અહિં રહોને લીલાકરો, કહુ વચન તે મનમાં ધરો; તમે તમારૂં કરોને કામ. પણ જાવાનુમાં લેશો નામ. ૫ ઝાઝુ જોર ન કરશો રાય, ચડે ઝેરને પ્રાણજ જાય ત્યારે સુંદરને ચડી બહુ રીસ, હમણા મારૂ કાંછેદુ શીશ. ૬ પુરવછાયા–રીસ ધડી રાયને ત્યારે નારીએ કરયો વીચાર; જોરકરૂ હું જો નહિ, તો મારે મુજનેમાર. ૧ હવેચરીત્ર હું કરૂ, સાંભળો મારાસ્યામ હું નારી છુ તમતણિ, તમે પુરો મારિ હામ. ૨ શીવ

પુજન મેં તો કરયું, અરચી ગોર અપાર; દીન ઝાઝા મુજને થયા, હું પામી તમ ભરથાર. ૩ ચોપાઇ—તમે સાંભળોરે ભરથાર, હું તો છું તમારી નાર; હજી એક થઇ છે રાત, એવી કેમ કરોછો વાત. ૧ દાતણ પાણી કીધુ તમે રાએ, હવે ભોજન તતબર થાએ; મુજસાથે જમો ભોજન, હું પણ છું તમારી કામન. ૨ કાંઇ જોર ન ચાલે માહારૂ, સ્વામી આ પણ વર તમારૂં, પછી ભોજન થાય તઇઆર જમવાં ઉઠો મારા ભરથાર ૩ પછી ભોજન ત્યાં કીધુ રાયે, ભદ્રાવતી વીશે શું થાયે, સુતા ઉઠકા પોતે રાજન, રેણી વીતી ઉગ્યો દન ૪ જુઓ ઘેર આવ્યો કામદાર. જઇને પુછો તેની નાર, વોડો હાલો આવ્યો હુવાર, નથી આવ્યો તે કામદાર, ભદ્રશેને તે સાંભળી વાત શું થયુરે દીનાનાથ ઘોડો કેમ આવ્યો એકલો ઘેર. ખબર કઢાવો રૂડી પેર. ૬ આડા અવળા દોડયા અશ્વાર. કાંઇ લાધ્યો નહી કામ દાર; હાલક હેલો થયો ત્યાં જાણ ત્યારે રાજા બોલ્યો વાંણ; જુઓ જુઓ એ પ્રધાન એને શું રે થયું વીઘન; પ્રધાન આવે નહી ઠામ તો અન્ન ખાવું છે હરામ ૭ નહિતર પાડુ મારી કાએ અગ્નિમાં બળુ એમ કહે

રાએ; આઠ દીવસમાં આવે નહી, તો અગ્નિમાં બળુ હું સહીં. ૭ પુરવછાયા—અગ્નીમાં નીશ્ચે બળુ, એમ વિચારે આપ; એ પ્રતીજ્ઞા માહારિ, બ્રહ્મહત્યાદીક પાપ ૧ એમ સમ ખાધા સહી; ચેન નહીરે લગાર; ઘરમાં કુળવંતી રડે, રૂવે ઘણુ રતુકાર; રઇયત સરવે કળકળે, શોકાતુર સહુ હોય; સુંદર બેઠો મહોલમાં કળી શકે નહી કોય. ચોપાઇ—સુંદર બેઠા મેહેલ મોઝાર, ચોપટ રમે છે નરને નાર; રાત ગઈ છે ઘટીકા ચાર, સુંદરના પડતા પોબાર, ૧ તેણે સમે પ્રદેશી જેહ, મોહોલ હેઠે નીસરીયા તેહ; તેતો વાત કરતા જાએ; નગરમાં થયો છે અન્યાય ૨ રમતાં રંગ મચ્યો છે અપાર, જીત્યા સુંદર તેને ઠાર; પછે પાસાલીધા છે નાર, બહુ વીધ નાંખ્યા પોબાર, ૩ વાત કરતા પરદેશી જાએ, જો ન આવે સુંદર રાએ; આઠ દીવશે વળી પ્રમાણ, અગનીમાં બળશે નીરવાણ,૪ નારી સાંભળ કહુ છું તને, હવે શીખ દેને તું મને; ત્યારે મુખથી બોલી ભામ. મુજ દુખણીનો તુજ વીશ્રામ. ૫ થાનાર હશે તે દેશું થવા પણ તમને નહી દેઉ જવા;તમ વીનાનુ નવ રહેવાય, ઘડી એક સો વરષનિ થાય, ૬ મેતો દેવળ

ડુંગર બાંધ્યા, મેંતો દેશ પીયાસ ટાળ્યા. ૭ મેં તો વગડામાં પાડી શું વાટ, મેં તો સ્ત્રીના ઉતારયા ઘાટ; મેંતો ટોળામાં નાંખી જાળ, કોઈને કુડી ચડાવિ આળ ૮ મેં તો ગોત્રમાં કીધિ સગાઇ, મેં તો પરણાવ્યા બેન ને ભાઇ મેં તો સાસુને મેણાદીધ મેં તો એવાં પ્રાશ્ચીત કીધ ૯ પુરવછાયા—કાલા વાલા કરે કામનિ સાંભળો મારા સ્વામ; બેઠા રહો તમે ઘર વીખે. જવાનું મુકો નામ. ૧ સુંદર વાણુ બોલીયો. સાંભળરે તુનાર મન ગમે તે કરો સહિ, અમે જાસુ રાજદુવાર ૨ જો ત્યાં હું જાઉ નહી, તો રાજા છાંડ પ્રાણ, તે માટે તુંજને કહું, થાશે મોટી હાણ. ૩નારી વળતી ઓચરી; રાજા છાંડે કાએ; તમને જાવા નહી દઉં કરો કોટીઉંપાપ. ૪ વળી જીવ જાશે તમ તણો, સાચી કહું છું વાત; રીસ ચડી ઘણી મન વીખે. સુંદરે મારિ લાત. ૫ કામનીકહે મારો તમો, બીજી મારો સ્વામ; તમને જાવા નહી દઉ. મુકો મનની હામ ૬ બીજો દીવસ એમ વહી ગયો થયો સંધ્યાકાળ. ભોજન લાવિ ભાવતાં ભરિ લાવી થાળ, ૭ ભોજન કરીને ઉઠીયા, સજ્જા પાથરી નાર; આવો સ્વામી માહરા પોઢોનેભ-

રથાર. ૮ રંગ ભોગ કીધો ઘણો. સુખ પામી કામન; નીંદ્રા આવી તેહને પછીસુતો સ્વામીન ૯ ચોપાઇ–પછે નીંદ્રાંઆવી સ્વામીને ત્યારે વિચાર કીધો કામને મારૂ કેણુ ન માને લગાર. માટે કાંઇ કરૂં પ્રકાર ૧ ત્રણ ભાતનું હીર લીધુ સાર;તેનો દોરડો બાંધ્યો તે નાર સુડણો થયો ત્યાં પ્રધાન તારે સુખ થયુ કામન ૨ પોપટ કીધો તે કામદાર, થયો પ્રાતશમાં તેણી વાર પાંજરૂ હતુ ઘરમાંજેહ. તેમાં પોપટ ઘાલ્યો તેહ ૩ દુધ રાંધ્યુતે પોતે નાર, જમો જમો મારા ભરથાર; ત્રણ દીવસ ત્યાં વહીને જાય, પોપટને ચીંતા ઘણી થાય ૪ મનમાં બહુ કરતો વીચાર, દુધ લઇને આવી નાર; જમો જમોરે પોપટ માહરા થઇ દાસી ચરણ સેવું તાહરા. ૫ લટકો કરવા ગઇ તેનાર દુધમુકવા ઉંચુકીધુ દ્વાર; પોપટ ભાગ્યો તેણી વાર, ક્ષણમાં તે નીકર્યોબાહાર. પુરવછાયા–પોપટ ત્યાંથી ઉડીયો, સમડી થઇ તે નાર; વાયુ વેગે આવીયો, જ્યાં ભદ્રસેન કુમાર. ૧ ભર જોબનવરસ સોળમાં. પ્રભાવતિ નીજનામ; કુંવારીકા તેતો સહી, સુડો આવ્યો તે ઠામ. ૨ ખોળા ઉપર બેઠો સહી, હાથ ફેરવ્યો નાર; અરે તું કયાંથી આવીયો

મને ભલો દીધો કીરતાર. ચોપાઇ– ભલો દીધો મને કીરતાર, પછે ઉંચે જોયુ તેણીવાર; એક સમળી દીઠી ત્યાં જાણ, પ્રભાવતી બોલી*મુખ વાણ. ૧ ઉડદાબેગી ને કહે તેણીવાર, તને સમળી મારો આહાર; ધોકો લઇને વળી જેવી ધાએ, સમળી ત્યાથી નાઠી જાએ. ૨ પોપટ સુંદર દીઠો તે સાર, રાધે કરસન કરે ઉચ્ચાર આજ સફળ થયો હે અવતાર, ભલો દીધો મને કીરતાર. પુરવછાયા–પોપટ રાખ્યો પ્રેમદા; સમળી જુવે તે જાગ; પ્રભાવતી ધીરે નહી ફાવે નહી કાંઇ લાગ. ૧ સમળી પાછી વળી ગઇ, મુકી મનની હામ; આશા ભંગ થઇ કામનિ, કરતી ઘરના કામ,૨ પ્રભાવતી બહુ પ્રેમથી, પોપટ મુકે ન લગાર; છાતી ઉપર રાખતી, તુ મારો દિલદાર ૩ ચોપાઇ– આવો આવોરે પ્રાણજીવન, મારૂ તુજશુ બંધાણુ મન; હુતો દુખણી થઉ ત અતી ભામ, મારા જીવ તણા વીશરામ. ૧ પોપટ આવોને આપણ રમીએ, ભેળાં બેશી ને બેઉ જણ જમીએ; મધ્યાનકાળ, થયો તેણી વાર, મોહોલે સુતી પ્રભાવતી નાર, ૨ દાસીકોઇ નથી તવપાસ. એકાંતે સુતીરે અવાસ; પોપટ પાસે રાખ્યો છે સહી, તેને લીડે છાતીમાં

લઇ. ૩ કાંઈ જમશો પોપટ રામ, ખીર રાંધુ હુ આણે ઠામ; તેતો જમોને પ્રીતે કરી, નારીએ સજા પાથરી..૪ આવો સુઇએ તે પોપટરામ, મારે બીજાનું નહી કામ; છાતીઉપર રાખે સાર. તેને મુકે નહી રે લગાર, ૫ પોહોર પાછલો દીવસ હોએ, પાસે દાસી ત્યાં આવે સો એ; પોપટ ખોળામાં લેઇ બેઠી જાંહાં, એટલે સમળી આવી છે ત્યાંહાં. ૬ દીઠી સમળીને ચડી બહુ રીસ ઉડતાભેગી છેદ્દો એનુંસીશ; ધોકો લઇને ઉઠી દાસી ધાંચી પુત્રી ગઇ ત્યાંથી નાશી ૭ દેખી ધોકો નાઠી ત્યાંથી નાર, મેંતો ખોયો મારો ભરથાર; પછે આવી તે મંદીર માંહે, આશા મુકીને બેઠી ત્યાંયે. ૮ બોલી પ્રભાવતી તે નાર, સંધ્યાકાળથયો તેણીવાર, મોહોલ પોતાનોછે એકાંત. જોઇપોપટને થાએ શાંત. ૯ દીપક બળેછે ચારે પાસ; તેણે થઇ રહયો ઉજાશ; પોપટ કાહાડયો પાંજરેથી બાહાર, રાજાપાસે આવી તે નાર ૧૦ કાંઇ બેસાડી પોપટ રામ, મારા પ્રાણ તણા વીશરામ સુખડા લઈ મુકીતે પાસ, તમે જમો તે મન ઉલાસ ૧૧ રાત પડીને સુતી ત્યાં નાર, એકલી પોતે મોહોલ મોજાર, દીપક બળેછે ચારે પાસ. તેના તેજનો બહુ પ્રકાશ

૧૨ પુરવછાયા—પ્રભાવતિ સુતી ખરી, હૈડે હરખ ન-માંએ; સુડા ઉપર હાથ ફેરવ્યો, ગળે દોરડો ત્યાંયે. ૧ દોરી આ રેશમ તણી, નાંખી ગલાને ઠામ; કોઇ પાપી નર નારીએ, કીધું કુડુ કામ. ૨ ચોપાઇ—દોરી છોડી તે છુટે નહીં, કાતરે કાપી નાંખી છે તહિં, એટલે થઇ રહયો કામદાર, દેખી લજ્જા પામી ઘણું નાર. ૩ પુઠ વાળી ઉભો કામદાર મુખથી બોલે નહી લગાર, તવ નારીએ વિચાર્યું મન, તમે સાંભળો મારા સ્વામીન. ૪ હું તો છું તમારી નાર, તમે સાચા મારાભરથાર; ત્યારે મુખથી બોલ્યો કામદાર, તું તો ઘેલી દીશેછે નાર. ૩ અણઘટતુ તે કેમજ હોએ, સુણી હાંસી કરે સૌ કોએ એતો લાજ ભરેલું કામ, ફરી એવું માંલેશોનામ.૪ પુ-રવછાયાં—ઘટે નહી એ મુજને, કરવુ કુડુ કામ; ધરમ નહી પ્રધાનનો વીચારો મન ભામ ૧ સુણતાં બોલી સુંદરી, તપી વીરહને તાપ; સાચા સ્વામી છો તમો અવર ભાઇને બાપ. ૨ ચોપાઇ—સાચુ માનો તમે કામ દાર, તમે સ્વામીને હુ છું નાર;આવો ફરીએ તે આંટા ચાર ભેલાં બેશીને જમીએ કંસાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન, તુ તો સાંભળને કામન; હું તો રાયતણો

દીવાન, એ વાતે પામુ અપમાન. પુરવછાયા—તમને હું છોડું વહી, સાચુ માનો જાણ; જો ના કહેશો મુખ થકી, કાઢીશ મારા પ્રાણ. ૧ તમે નહા જાઓ જીવતા શાદ પાડો મન કાળ; દીઠા એબજ માહરી, માટે આણુ કાળ. ૨ ચોપાઇ—માટે માનોને માહારી વાત, નહીંતો થાશે બેઉની ઘાત; ત્યારે બીન્યો ઘણું કામદાર, ભલો ભલોરે તું વીસ્વાધાર. ૧ એકે પુરૂ ન આપ્યું અન્ન, ફાટલ ગોદડી કરવા સેન; બીજી ઘાંચણ પુત્રી સાર, તેણે પોપટ કીધો તે ઠાર. ૨ વળતો મુખથી બોલ્યો કામદાર, જેમ કહે તેમ કરૂ હું નાર; આવો આંટાફરીએ ચાર; એવુ સુણતાં રાજી થઇ તે અપાર. ૩ ફેરા ફરીઆ પછે તે ઘડી, તેને વાર ન લાગી વળી; હેતે પ્રીતે જમીયા કંસાર, બહુ લાજ કરતી નાર. ૪ તેરેણી વહીને જાય, ત્રીજા દીવસની વેળા થાય. એટલે પ્રાત્હ થયો તેણીવાર, દાતણ પાણી કરો કામદાર. ૫ દાશીને કહિ મુકુ આવાર, કોઇ આવે નહી આણે ઠાર; તેની ખબર રાખે રૂડી પેર; નર નારી દીજે સુખ લહેર. ૬ દાતણ કરી રહયા કામદાર; એક કંડીયો કીધો તૈયાર પછે નારી કહે તેણીવાર; આમાં બેશો તમે કામદાર.

પુરવછાયા—રાયે કંડીઆ જોઇ કરી, બોલ્યો તેણે ઠાર; આમાં કેમ ઘાલો તમો, એમ કહે કામદાર. ૧ વળતી નારી એમ કહે તમે સુણો મારા સ્વામ કંડીઆમાં પેસો સહી, ચાર ઘડીનું કામ, ચોપાઇ—બેચાર ઘડીનું છે કામ, કોને ખબર ન થાયે સ્વાસ; તમને કહેતાં પડે વીચાર મારિ જીભ કાપુ આણીવાર, ૧ પછે કંડીઆમાં પેઠા કામદાર, ઉપર ઢાંકણું ઢાંક્યું નાર; સુંદર સમરે સારંગપ્રાણ; મધુસુધનજી રાખજો માન. ૨ પાજરેરી છોડો તમે શામ, કંડીઆમાં પેઠા આણે ઠામ; મારા દુખનો ન આવ્યો પાર. ભલો ભલો તુ વીશ્વાધાર. ૩ કંડાઆમા પેઠા સહી, ઘડી થઈ બે ચાર; ઉડદાબેગી જોઇ કરી, રૂદન માંડયું નાર, ૪ પોપટ સમળી લઇ ગઇ, તેં નવ રાખી તપાસ, ચેન પડે નહી મુજને ન આવીશ મારા પાસ. ૫ એમકહી ઉઠાખરી ધોકો લીધો નાર; દાશીને ઝાલી કરી; મારયા ત્યાં બે ચાર ૬ ચોપાઈ—આવી જ્યાં પ્રભાવતીની માત, કહે દાશી શુણો મારી વાત; બાઇ નથી અમારો વાંક વણ ગુને તે મારી અમરે ઝાઝી વાત તે શુ કહીએ તમને પોપટ આવ્યો હતો એક પાસ તેને સમળી લઇ ગઇ

આકાશ. ૨ કહો એવડો શો અમારો વાંક વણુ ગુને મારી હુ રાંક; માતા આવી પુત્રી અવાસ; કહે શાને મારી તેં દાસી ૩ પ્રભાવતી બોલી તે વાર રોઇપડી ત્યાં રાજકુમાર; એક પોપટ આવ્યો તો અહી, તેનેસમળી તે લઈ ગઈ. ૪ દાશીએ નવ રાખી તપાસ સમળીલ-ઇને ઉડી આકાશ; તેની રીસ મુને ખરી. માટે દાસીને શીક્ષાકરી. ૫ પુરવછાયા–હવે કોઇ આવે નહી માતા મારી પાસ રસોઈ કરી હાથે જમુ; હું પોતાને અવાસ ૧ એક ડંડીછે માળીઆ ભીડીયાં તેના દ્વાર; ભોજન કીધાં ભાવતા જમાડયો ભરથાર ૨ ચોપાઇ—તે દીવસ એમ વહીને જાય સંધ્યાકાળની વેળા થાય ત્યારે સુંદર કહે વચન તું તો સાંભળને કામન ૧ રાજાએ પણ લીધુ છે જાણ અગનીમાં બળવું નીરવાણ આઠ દિવસનો વાયદો હોય તેમાં પાંચ વાતિ ગયા સોય.૩ તેનો છે મુજને સંતાપ નીશ્ચે બળશે તારો બાપ; તે માટે હું જાઉ ઘેર, આજ્ઞા દે તું રૂડી પેર. ૪ ત્યારે કહે છે દઉ નહી જવા, થનાર હશે તેદેશુ થાવા. તમે રહો સ્વામીજી મુજ પાસ; મુને કરશો નહી નીરાશ. ૫ પુરવછાયા-માંડયા પાસા સોગટાં, જે છે નર

નેનાર; રમત લાગી રંગશુ, તેને પાડયા પોબાર, ૧ પ્રભાવતી જીતી સહી, હાર્યો ત્યાં કામદાર; બીજીવાર પછે નાંખીયા, વળી પાડયા પોબાર. રમત ઝડ મચી રહી ઠોકા થયા અપાર; રખવાળો બેઠા સહી, હળીતો તે સો ચાર. ૩ ઠોકા કાને સાંભર્યા, રખવાળ પોકારે છે જેહ; સાંભળતાં અચરજ થયા, જોતા મનમાં તેહ૪ ચોપાઇ—સુનોબે સુનોબે તુમ ચાર; ઠોકા હોતા હે મેહેલ મોજાર; ઉસ ખાતર કેહેતે હે તમકુ; રાજા રીસ કરેંગે હમકુ ૩ સાવચેત બેઠા થઇ જાણ; તવ સુંદર બોલ્યો વાણ; જાવાદોને મુજને નાર; હું તો માનુ તમારો ઉપકાર.૨ પુરવછાયા—નારી વળતુ એમ કહે; ખરી કહુ છું વાત; તમને જાવા નહી દઉ; કરશોનહી ઉતપાત. ૧ કાલાવાલા કીધા ઘણા; માન નહી લગાર રીસ ચડી મન અતી ઘણી; ધોલ મારી બે ચાર ૨ નાર પડી પૃથ્વી ઉપર; મારોબીજી લાત; તમને જાવાનહી દઉ કહુ છું સાચી વાત.૩ ચોપાઇ—જાવા નહી દેઉ તમને કંથ; શાને કરોછો કલપાંત. માટે રીસ ઉતારો સ્વામ; પુરો તે મારા મનની હામ. ૧ સ્ત્રીએ ચરીત્ર કીધાં અપાર; રીસ ઉતારી ભરથાર. પછે રંગભોગ

ત્યાં કીધ. પ્રભાવતીને બહુ સુખ દીધ. ૨ સુંદર કરે છે મન વીચાર. જેમ તેમ સુઇ રહે નાર; એટલે સુતી પ્ર-ભાવતી જાણ; ભર નીંદ્રા આવી તેને જાણ. ૩ પછેવી-ચારે ત્યાં કામદાર, ખરો લાગ આવ્યો નીરધાર; સુતી મુકુ આણે ઠાર, બારીએથી ઉતરૂ આણીવાર. ૪ પુર વછાયા—એમ જાણીને ઉઠીયો, બારિએ આવ્યા સોય; રાંડવું એકજ બાંધીયુ, જેમ ન જાણે કોય. ૧ હળવે હેઠો ઉતરયો, જોતાં તેણીવાર; બીક ઘણી મનડા વિ-ખે, ધરૂજે બહુ કામદાર. ૨ ચોકીવાળા જોગીયા જોતાં તેણે ઠામ; ભુસકો ભારે થયો, બોલ્યા મુખથી આમ ૩ ચોપાઇ—કોન બે કોન બે દેખો યારો, સબ રહો તુમ હુશીયારો; કોઇ ચાકર પડીયા ચોકમાં, દેખોરસી બાં-ધીહે ગોખમાં. ૧ આપણ ચોકીવાલો હેભાઇ, અપને રોટી રાજાકી ખાઇ; લેનાં બરછી ઢાલ તરવાર, કમ-રમે બાંધો કટાર. ૨ ચોર ભાગ્યો ઉભી બજાર, કેડે છ-બીત થયા હોશીઆર; ચારસે છબીત જે કહેવાય, તે તો સુંદર કેડે થાય. રાત બે પહોર ગઇ છે જાણ, દી-ઠો નગરશેઠ પ્રમાણ; નામુ કરે છે પુત્રને બાપ, દીપક બળે ને બેઠા છે આપ. ૪ મોતીચંદ શીવચંદ એનું

નામ, સુંદર આવ્યો તેણે ઠામ; ત્યાંતો આવિને ઉભો રહયો, શેઠને સમાચાર મુખથી કહયો ૫ પુરવછાયા—રાખ રાખ શેઠ મુજને. જીવ દયા પ્રતીપાળ; ચોર છું રાજા તણો, તું મુજને ઉગાર. ૧ પુત્ર પીતા બે જોઇ રહયા હવે કેમ કરશુ આજ; શરણાંગત ઊગારવો, લજ્જા રાખે મહારાજ. ૨ એમ કહીને ઉઠીયા, આવ્યા ઘર મોઝાર; અસ્ત્રીને કહે સાંભળો, શો કરવો વીચાર, ૩ ચોરને લઇ સંતાડવા, જુવે તપાસી જાગ; ઉગારૂ તુજને ખરો, પછી ખરૂ તુજ ભાગ્ય. ૪ ચોપાઇ—વીચાર કરેછે નરને નાર, એટલે ઢળીત આવ્યા સો ચાર; ખોલોબે ખોલોબે તુમ શાહુકાર, ચોર આવ્યો તોરે દ્વાર ૧ ભાગો ભાગો ઉસકા કમાડ, એસા કામ કરે શાહુકાર; ઢળીત બોલ્યા તેણીવાર, થર થર કાંપે તે ઘર મોઝાર. ૨ શેઠ કહે કરવું એવું કાજ, જેમ આપણી રહે વળી લાજ; પરપંચ કરિને ઉગારૂ, માટે પુત્રી ભેગો સુવારૂ. ૩ પછે ચોરને તે સાદ કીધો, પુત્રી ખાટલા પાસે લીધો; ત્યારે સુંદર બોલ્યા વાણ, હુંતો છું ઢેડ પ્રમાણ ત્યારે શેઠે વીચારવું આપ, જીવ ઉગારૂ તો બેસે ન પાપ; ત્યારે પુત્રીએ કરયો વીચાર, દીધો ઢેડ મુ-

ને ભરથાર. ૫ પીતા કહેતો ચઢાવું શીશ, નહીતો દુ-
ભાયશ્રી જુગદીશ; જેમ નશીબે લખ્યુ તેમ હોય, તેમાં
દોશ ન દેવે કોઇ. ૬ પછે પુત્રીને આવ્યું જ્ઞાન, ભલું
કરશે શ્રીભગવાન; મારા શીરનોછે છત્રજ એહ; એ ન
અરપુહું મારીદેહ, ૭ પુરવછાયા—પોઢાડયો ત્યાં ચોર
ને પુત્રી સજા માંહે, શેઠે બાર ઉઘાડીયું, ઢળીત આ-
વીયા માંહે; મોતીચંદ મુખથી કહે, ચોર નથી આ
ઠામ, શક આવે મનમાં કદી, જુઓફરી ભુજ ધામ. ૨
ચોપાઇ—સુણબે સુણતું શાહુકાર, જુઠ્ઠ બોલે તો ખા-
યગા માર, ઇસ ગલીમે આયાહે ચોર જુઠા કયા કરતા
હે સોર. ૧ તું તો હે બનીયેકી જાત, હમ કહતાહે સ-
ચી બાત, મોતીચંદ બોલ્યો તેણીવાર, એક પુત્રી વહુ
ને નાર. ૨ વળી હુંને પુત્ર જમાઇ, ચોર આવ્યો નહી
અહીં ભાઇ, તેઓ પેઠા ઘર મોઝાર, જોયા પેટીપટારા
સાર. ૩ જોયાં મેડી મોહોલ ને માળ, ચોર દીઠો નહી
તેણીવાર, સુંદર પોઢયો પલંગ મોઝાર, થર થર ધુજે
ગોદડાં નાંખ્યાં ચાર. ૪ ઢળીત આવ્યા તેને એવાસ
સાકરબાઇ ઉભી છે પાસ, કામની કહે ખોટી કાં થા-
ઓ, સુખીયા હોય તેને ઘેર જાઓ. ૫ તાવ આવે છે કં-

થને સોય, ગોદડાં ઓઢયાં છે આવી જોય;અહીં ચોર નથીરે લગાર; મારા પતિનેનથી કરાર. ૬ પુરવછાયા-નારી વળતી એમ કહે;ઇહાં નથીરે કોઇ; વચન એવાં સાંભળી; પાછા વળીઆ શોચ. ૧ ચોપાઇ ચલોબે ચલોબે અપને ચાર, એ તો જુઠા ન બોલેશાહુકાર, ચોર ભાગ ગયા ઇસ કામ અબતો જાના પીછા મુકામ. ૧ એમ કહિને નીકલ્યા બહાર, શેઠે ભીડયાંપોતાનાં દ્વાર; સાકરબાઇ બોલી તેણીવાર, તમો ઉઠો મારા ભરથાર ૨ સુંદર બોલ્યો મુખથી વચન, તુંતો ઘેલી દીશે કામન; અમે ઢેડ તમે સાહુકાર, મુને કહેછે કેમ ભરથાર. ૪ પુરવછાયા—નારી વળતી એમ કહે,સુણો તમો દીલદાર, ઢેડ અમારો શીર સામો, ફેરા ફરીએ ચાર.

ચોપાઇ—ફરીએ ફરીએ તે ફેરા ચાર, સુંદર બોલ્યો મુખથી વિચાર; નહી આવે ઉતમ અવતાર, હઠ મુકી દયો આ વાર. ૧ ચતુર નારી થઇ કેમ ચુક. મને બહાર કાઢીને મુક; દુર્લભ મનખો ઉતમ અવતાર, નહી આવે વારોવાર. ૨ તું તો આવડી શું થઈ આતુર, કાંઇ સમજણ રાખને ઉર, નીચ સાથે ન કીજે પ્રીત, નહી ઉતમ જાતની રીત. ૩ ત્યારે નારી બોલી

વચન; તમે સાંભળો મારા સ્વામીન; મારા પ્રાણતણા આધાર. શુ તરછોડો વારમવાર ૪પુરવછાયા—માબાપે દીધી સહી. તેમાં નહી કાંઇ દોષ, શાસ્ત્ર સાથ એવી વદે જોશીનો એ જોશ. ૧ ત્યારે સુંદર બોલીયો, સાંભળરે તું ભામ; પુછી જો તુજ માતને; કહે તેમ કર તું કામ. ૨ ચોપાંઇ—એવુ સુણતાં ગઇ માતાની પાસ, મુખે નાંખે અતી નીશ્વાસ; સુણ માતા તું મારી વાત તેંતો કીધો મહા ઉતપાત. ૧ મને ઢેડને તેંતો દીધ; અણઘટતી વાત બહુ કીધ; હવે તે કહે તેમજ કરીએ કહે તો આંટા ચારજ ફરિએ. ૧ ગાળ બેસવાની હતા તે બેઠી; તેની ચીંતા મારે મન પેઠી માતાબોલી તેણી વાર. સુણ પુત્રી મારો વીચાર ૩ કેમ ઢેડને આપણુ વરીએ પછે પૃથ્વીમાં કેમ ફરીએ, માટે કાઢોની ઘર માંથી એહ, શરણે રાખ્યો તો વળી તેહ. ૪ કાલ તારા વીવા કરશુ, મુખ ઉંચુ કરીને ફરશુ; એમાં લાંછન લાગે કુળમાં, પ્રતીષ્ટા જાએ એક પળમાં. ૫ માટે ઢેડને કાઢી મુક, તુતો ચતુર થઇ કેમ ચુક; એવાં માતાએ કહયાં વચન, તોયે કુવરીનું ન માન્યુ મન. ૬ પુરવછાયા—કાઢ બહાર આણીઘડી, નવ કીજે કંઇ વાર એવું

સુણતાં આચરિ રીસ કરી અપાર. ૧ પ્રથમ વીચાર્યુ નહી રતી, જે અણુવટતિ વાત, ચુક મોટી એ તમતણી, સુણો માત ને તાત. ૨ થવાનું તે થઇ ગયુ, છઠી કેરા લેખ, હવે કહ્યું માનુ નહી, પાળુ મારી ટેક. ૩

ચોપાઇ—ત્યારે મુખથી બોલી માત, બાઇ સંભળાવ તારો તાત, મોતીચંદ આવ્યો તે વડી. ત્યારે બોલ્યાં પુત્રી ને માવડી, ૧ મોતીચંદ કહે વચન. શું કજીઓ કરો કામન, તવ બોલી પુત્રીની માત. સાકરબાઇબોલી ઉતપાત ૨ ચોર રાજાનો આવ્યો તો જેહ-ઢેઢજાતનો હતોતેહ; પુત્રી કહે તેને કરૂ ભરથાર મારૂ કહ્યું ન માને લગાર. ૩ મોતીચંદ કહે મુખથી વાણ મારિપુત્રી તું ચતુરસુજાણ આપણો વણીક તણો અવતાર. કેમ ઢેડ થાએ ભરથાર ૪ કુળને લાંછન લાગે બાઇ સાંભળો બેન ને ભાઇ ત્યારે બોલી સાકર બાઇવાત તમે સાંભળો મારા તાત ૬ પેહેલાં વીચાર મનમાં ન કીધ, મને ઢેડ તેં સોંપી દીધ, તે માટે એ મારો ભરથાર નવપરણુ તે બીજી વાર, ૬ પુરવછાયા સ્વામી એ સાચો સહી. નહીતર પાકુ કાય, હવે સત જો ચુકીએ તોકોપે જદુરાય ૧ એમ કહી તે સંચરિ

આવી મોહોલ મોઝાર, દ્વાર બંધ કીધાં સહી બોલા-
વ્યો ભરથાર. ચોપાઇ—આવો આવો મારા ભરથાર
તમે બીકમાં ધરશો લગાર. માત પીતાને પુછી વાત.
કેમ મુજને કરેછે નાથ. ૧ નારી કહે તમારે શું કામ.
ઝાઝી વાત ન કીજીએ શામ; ત્યારે સુંદર કહે તેણી-
વાર, તારે ગમે તે કરતુ નાર ૨ પુરવછાયા—ચાર ક-
ળસ તે માંડીયા હોમી ઘીની ધાર; ચર ભક્ષ કરીને
ઉઠીયા મંગળ વરત્યાં ચાર ત્યાંતો આરોગીયા કણ-
સાર પરણ્યા ઉઠયાં રૂડી રીત, માંહોમાંહે વાધી ઘણી
પ્રીત. ૧ ઉષ્ણોદકે કીધા પછે સ્નાન. અંગે પેહેરયાં
વસ્ત્ર નીધાન; ભોજન પંચામૃત પકવાન. બીડી કરી
ખવરાવ્યાં પાન. ૩ ઉપમા બહુ સ્વામીને દીધ પછે
મંગળ આરતી કીધ; રૂડી પુષ્પની સજ્જા તઇયાર;
આવો પોઢો મારા ભરથાર. ૩ ભોગ વીલાસ કરયો છે
નાર, હરખ પામી [illegible] મન નાર; પાન સોપારી એ-
લચી સાર; દેછે સ્વામીને નીરધાર. ૪ પુરવછાયા–તે
રજની એમ ગાળી [illegible] પ્રાતુમકાળ; મુખમંજન
કીધું સહી. સેવા કરતી નાર. ૧ ચંદન રૂડુ ચરચીયુ
પુષ્પ સમરપ્યા હાર. હરખઅતિ હૈડા વીખે; રૂપતણો

અવતાર ૨ ચોપાઇ—એવી પુજા તે કીધી નાર. મોહો
લથી ઉતરી તેણીવાર. માતા પાસે પુત્રી આવી જ્યારે
રીસ કરીને બોલી એમ ત્યારે. ૧ મારા ઘરમાં તું માં
આવીશ, મારૂ ઘર તુ અભડાવીશ; તેંતો ઢેડ કર્યો
ભરથાર, તુતો છેટી ઉભી રહે બહાર. ૨ માત પુત્રી
કરે છે વાત, એટલે ઘરમાં આવ્યો તાત, મોતીચંદ
કહે સુણુ બાઇ, તેંતો ઢેડશુ કરી સગાઇ. ૩ એ વાત
કઇ પેર સંતાડુ, લોકને મુખ શું દેખાડુ; મારૂ મ્રત્યુ
આવ્યુ અણી વાર, નહીતર મારૂ પેટ કટાર ૪ એમ
કળકળે સાહુકાર,તવ બોલી મોતીચંદની નાર; સ્વા-
મી ચડી જુવો અવાસ, વેગે જાઓની ઢેડનિ પાસ. ૫
કપટી રૂપ વશીકરણ હોએ, તેણે પુત્રી લોભવી કોયે ?
એવો પુરૂષ ન દીઠો કોયે, કાંઇ કારણ એમાં હોયે. ૬

પુરવછાયા—શેઠ તતક્ષણ ઉઠીયો,આવ્યો તેણે ઠામ
સુંદર દીઠા મલપતો, જોતાં પોહોંચી હામ. મેંતો કાંઇ
જાણ્યું નહી, આ સુંદર પ્રધાન; ભાવ કરિ ભેટીયા સ-
હી, દિધાં આદરમાન. ૨ ચોપાઇ—ભલે આવ્યાં તમે
કામદાર, તમે કીધી અમારી સાર; મોતીચંદ પામ્યો
હુલ્લાસ, મારા મનડાની પોચીઆશ.૨ ભોજનકરાવ્યાં

તેણીવાર, વળીબોલી મુખથી નાર; સુણો વાત મારી તમ સ્વામ, માહારી પોતી મનની હામ. ૨ મોતીચંદ ઉઠયો તેણીવાર, સમજાવી પોતાની કુમાર; ખબરરાખ જો રૂડી પેર, પ્રભુજીએ કરી ઘણી મેહેર. ૩ તેડી પાસ પોતાની નાર, આપણને તુઠયા વીશ્વાધાર; એતો છે સુંદર કામદાર, તાબેદાર થઇ રહે કુમાર. ૪ હવે ઉગરશે રાજન, જેને બરદ લીધુ અનુદન; તે દીવસ એમ પુરો થાએ, તોએ ખબર થઇ નહિ રાએ. ૫ બેદીવસ રહયા નીરધાર, રાજા મરવા થયો તૈયાર; સુંદર કેમન આવ્યા ઘેર, કળકળે ત્યાંહાં આખુ શેહેર. ૬ પુરવછાયા—બે દીવસ નીશ્ચે રહયા, સુંદર ન મળ્યો સાર, મરણ આવ્યું ઢુકડું, રાજા કરે વિચાર. ૧ સુંદર બેઠા મોહોલમાં, ચોપાટ રમે અપાર; ઝડ લાગી પાસા તણી ત્યાં નાંખ્યા પોબાર. ૨ ચોપાઇ—રમત રમે છે નરને નાર, બહુ વીધીએ નાંખેપોબાર; રજની ગઇ અડધી જ્યારે, સુંદર પોઢયો પલંગપર ત્યારે. ૧ પ્રાતુસકાળ થયો નીરધાર, મુખ મંજન કીધુ કામદાર; પછે તેડી પોતાની નાર, તું તો સાંભળ મારો વીચાર. ૨ રાજાએ પણ લીધું છે સોએ. ખટ દીવસ ત્યાં પુરા હોએ સા-

તમો દીવસ થયો સાર, મને આજ્ઞા દેને તું નાર. ૩ પુરવછાયા–તે દીવસ એમ વહી ગયો, થયો પ્રાતુસ-કાળ; આજ્ઞા દેતું મુજને, રાજા આણે કાળ. ૧ ઘેર જવા દે મુજને. વાટ જુવે રાજન; વચન એવું સાંભ-ળી, બોલી ત્યાં કામન. ચોપાઇ–મુખથી બોલી ત્યાં કામન. તમે સાંભળો મુજ સ્વામીન; થનાર હશે તેદેશુ થવા, પણ નહી દઉં તમને જવા. ૧ તમ વીના તો નવ રહેવાએ. ઘડી એક વરસની થાએ; માટે જવા દેને કામન, જેમ જીવે રૂડો રાજન. ૨ કાલાવાલા કરે તે અપાર, તોએ નવમાને નાર; જે કહો તે ખોટી વા-ત; જાઓ તો કરૂ મહા ઉતપાત. ૩ સુંદર કહે તું થ-ઇશ ખુવાર, એમ કહીને ઉઠયાં તેણીવાર; ત્યારે છેડે વળગી નાર, તેને વાર ન લાગી લગાર. ૪ ત્યારે પાટુ મારિ કામદાર, પણ નવ મુકે નીરધાર; તમે બીજી મા-રો સ્વામ, પણ જાવાનું નવ લેશોનામ. ૫ ત્યારે ધોલ મારિ કામદાર, મોહોલમાંથી આવ્યો બાહાર પરસાલે આવી બેઠો સોએ જતાં આવતાં માણસ જોએ. ૬ પુ-રવછાયા–માણસ સઘળાં જોઇ રહયાં, આ સુંદર કામ દાર. તતક્ષણ તેતો દોડીયા, આવ્યા રાજદુવાર. ૧ વ-

ધામણી છે અમતણી, દેખાડુ કામદાર; વચન એવાં સાંભળી હરખ પામ્યો અપાર ૨ તે ઘડી રાજા ઉઠીયા તેડવા પોતેજાય; મહાજન સરવે ભેળુથયું ઉલટ અંગ ન માય ચોપાઇ–તેને ઉલટ અંગ ન માય, આવ્યો મોતીચંદરે ત્યાંય; આવ્યા આવ્યા ત્યાં રાજન, મોતીચંદનું માન્યુ મન રાજા મુખથી બોલ્યો સોએ મુજનેસુંદર દેખાડોકોય; મોતિચંદ ગયો ઘરમાંય, સુંદર ઉભો છે વળી ત્યાંય, ૨ છેડે વળગી છે કામન જાવા નહી દેઉ સ્વામીન; સુંદર ઘણો જરેછે ઉપાયે; કામની કહે નાની નાએ. ૩ મોતિચંદ આવ્યો ■ વાર. દીઠી છેડે વળગી નાર; સુંદર ચાલો તેડે રાજન ત્યારે મુખથી બોલી કામન ૪ મારા સ્વામી જો બહારે જાય, અહીં પાછો ન મુકે રાય; ત્યારે શોરે અમારો તોલ. જાતો રહે પછે બોલ્યાબોલ. ૫ મોતીચંદ સમજાવે બાળ; પણ ફાવે નહીં કાંઇ તાલ; વિચારીને મનમાં; રહયો. રાજાપ્રત્યે બોલજ કહયો; તમનેતેડેછે કામદાર રાજાને મેલા તણે ઠાર તોયે પણ નમુકે નાર મુખ કહેતી તે નકાર. ૬ પુરવછાયા–તતક્ષણ રાજા ઉઠીયા આવ્યા મોહોલ મેજારે; સુંદર દીઠો જેટલે છુટી આં-

સુધાર ૧ ભુજભીડીને ભેટીયા. ભલો ભવો કામદાર; દરબાર ચાલો આપણે, તવમુખથી બોલીનાર. ૨ ચોંપાઇ—ત્યારે મુખથી બોલી નાર, તમે મારા પીતા કેરે ઠાર; એને હું પરણી રાજન; એતો મારોછે સ્વામીન ૧ અહીં થકી જો અળગો જાએ, પાછો એ નવ આવે રાએ; કાંઇજોર ન ચાલેલગાર, અમે રાંક વરણથી અ; ઢાર. ૩ ત્યારે રાજા બોલ્યો વાણ; મારિ પુત્રી તું પ્રમાણ; તુતો મોકલ રૂડીપેર, એતોઆવશે તારેઘેર. ૪ નારી કહે તમે પાળો બોલ, રાજ વચનનો આપોને કોલ તો મુજને આવે વીશ્વાસ, ત્યારેમુકુ તમારી પાસ. ૫ તવ રાજા બોલ્યા મુખે બોલ, આલે મારા બાપનો કોલ તમેધીરજ ધરો લગાર, એવી હઠ ન કીજે નાર. ૬ પુરવછાયા-કોલ દઇ પાછા વળ્યા સુંદર ભેળો જાએ; બારણે આવી ઉભારહયા, ગુણીજન ગુણ બહુ ગાએ ૧ ભાટ ચારણ ગુણી ગાંધર્વ બોલે જય જયકાર; વખાણ કરતા તે સહી, ભલો સુંદર કામદાર. ૨ ચોપાઇ—જોવા મળી ત્યાં વરણ અઢાર, મનમાં સઉને હરખ અપાર; ભલે ભલે આવ્યો પ્રધાન, ઘણું હરખ પામ્યા રાજન. ૨ પુરવછાયા—હરખ રાજા પામીયો; વરત્યોજ

ય જયકાર; ખબર થઇ પછે ત્યાંકને, જ્યા બેઠી કુળવંતી નાર. ૧ તતક્ષણ વહેલજ જોતરી,બેઠી છે રતુકાર; વેગે વહીને આવિયા, મોતિચંદને દ્વાર. ૨ ચોપાઇ— આવી આવી કુળવંતી નાર, સાથે દાસી છે રતુકાર; દોડી ઘાંચી કેરી બાળ, તે પણ આવી ત્યાં તતકાળ. ૧ પ્રભાવતીને ખબરજ હોએ, વહેલે બેશીને આવી ત્યાં એ; સરવે આવી મોતીચંદને ઘેર, હવે નીપજે કેવી પેર ૨ પછે દોડી મોતીચંદની તન, આવી જ્યાં પોતાનો સ્વામીન, પાસે આવીને ઉભી નાર, બીજી ત્રણ નારી તેણે ઠાર. ૩ ત્રણ દિઠીજયારે કામની, રીસ ચડી ઘણી ભામની સાકરબાઇ બોલી વચન. તમે ઘરમાં ચાલો સ્વામીન. ૪ ચાલો ચાલો સ્વામીન ઘર માંહે તમે શુરે બેઠા છો આંહે, એવાં વચન સાકરબાઇએ કહ્યાં, કુળવંતીથી નવ જાય સહયાં. ૫ એતો કેમ કહે ભરથાર. એમકહી કાંડુ ઝાલ્યું નાર ચાલો ચાલો મારા સ્વામીન; આતો કોણ ઘેલી દિસેછે કામન. ૬ તયારે પ્રભાવતી બોલી સોય, આતો કોણજ નારી હોય. આવી છેડે વળગી નાર, છાનો માનો બેઠો કામદાર. ૭ ઘાંચી કેરી પુત્રી જેહ. આવી છેડે વળગી તેહ. ચારે

નારી દીએ બહુ માન, જેમ ઘણી ગોપીમાં કાહાન, ૮ પુરવછાયા—સુંદર શરમ પામ્યો ઘણું ચાર વળગી કામન; ત્યારે વળતો બોલીયો; ભદ્રસેન રાજન. ૧ આ તો કઉતક છે ખરૂં. દિઠી નીજ કુમાર; હળવે રહીને પુછીયું. કહો આ શું કામદાર. ૨ ચોપાઈ—બોલ્યા ભદ્રશેન રાજન.પાસે દીઠી પોતાની તન;આવાતની પ-ની કામદાર. અમને સમજાવો આણેઠાર.૧ સુંદર બો-લ્યો મુખથી વચન, ચારેને પુછો. તમે રાજન; ત્યારે પુછે ઘાંચણને ઠાર.તારો કેમ થયો ભરથાર.૨ ત્યારે મુખથી બોલી નાર. જીવતદાન દિધુ કામદાર. તે માટે અમારા ભરથાર, સાચુ કહ્યું મેં આણીવાર ૩ કુળવં-તીને કહયું વચન. એને હાથે દીધુ ભોજન; પછેપુછયુ પોતાની કુમાર.તારો કેમ થયો ભરથાર.૪ત્યારે બોલી પ્રભાવતી નાર. પોપટ થઈ આવ્યો કામદાર; તે માટે મારો એ ભરથાર;એમાં જુંઠુ નહીરે લગાર. ૫ પછે પુ-છયું વાણીકની કુમાર, તારે કેમ થયો ભરથાર, સાક-રબાઈ બોલી વચન, સાંભળો પીતાજી મારૂ વચન ૬ ચોર થઈને આયો પ્રધાન, તેને આપ્યું મેં જીવતદાન

સીપાઇ મારતા હતા એને ઠાર, રાતગઇતી બે પહોર. ૭ એને ઉગાર્યો તેનિ વાર, પીતાએ સોપ્યો એ ભરથાર; તે માટે મારો એ સ્વામી તમે કરોને મારૂ કામ. ૮ પુરવછાયા—વચન એવાં સાંભળી, વીરમે પામ્યો રાએ ભલાં નશીબ સુંદર તણા, એ વાત સત્ય કહેવાએ. ૧ વઇતાળ કહે રાય સાંભળો. રાજાવીર સુજાણ; પહેલી કન્યા કઇ વરે, તે સંભળાવો રાજન. ૨ કુળવંતીવરે નહી, એહું પીરસ્યુ અન્ન; સુખ એતો પામે નહિ દુખ પામ્યો રાજન. ૩ ધાંચીકેરી દીકરી. તે કેમ વરે નીરધાર પોપટ એણે કીધો સહી, પાંજરે ઘાલ્યો કામદાર. ૪ પ્રભાવતી પરણે નહી, કંડીઆમાં ઘાલ્યો જેહ; કહ્યું તેને માન્યું નહી, ઉડી ભાગ્યો તેહ ૫ ચોપાઇ—પરણે પરણે વણીકની કુમાર, જેણે ઢેડ કરયો ભરથાર; એવું વઇતાલે કહયું વચન, વિરઝાંખો થયો તે મન. ૧ પછે વઇતાલ કહે સુણો રાએ, મોતીચંદે કીધો વીવાએ; મંડપ લાપ્યો કનકની ગાર, શોભે કામ તે મીનાકાર. ૨ પુરવછાયા—માઝન આયુ મલપતુ મોતીચંદને દુવાર; આનંદ સઉને અતીઘણો, મંગળ ગાએ નાર. ૧ વઇશાક શુદ એકાદશી, ઉત્તમ મંગળવાર; શુભમહુ

રત્નમાં આવીયા, પોતે ત્યાં કામદાર. ચોપાઇ—સુંદર
પ્રણવા આયો ત્યાં સાર, હરખ પામ્યા છે નરને નાર
પછે તોરણ પાસે આવ્યો, સાસુએ મોતી લઇને વધાવ્યો
૧ સાસુ પોંખવા આવીઝાર, હાથમાં લીધો સુવરણનો
થાળ; પછે પોંખવા માંડયું કામન,હરખ વાપ્યો પોતા-
ને મન. ૨ ધુસળ મુસળ રવાઇને ત્રાક, પોંખી તાણ્યું
જીઆવરનું નાક; ગલે ઘાટ ઘાલીને તાણ્યો, પછે હાથે
વાળો મેળવ્યો. ૩ પછે માનુની મંગળ ગાએ.ત્યાં ના-
ટા રંગ બહુ થાએ;મોતીચંદે આપ્યાં કન્યાદાન,હરખ
પામ્યો પોતે રાજન. ત્યાં તે મંગળ વરત્યા ચાર, હેતે
પ્રિતે જમ્યા કંસાર; પરણી ઉઠયા રૂડી રીત, માહોમા-
હે બંધાણી છે પ્રીત. ૫ મોતીચંદે જમાડી જાંન પછે
આપ્યા ફોફળ પાન;પછી પેરામણી આપી સાર હરખ
પામ્યા ભદ્રસેન રાએ; મોતાચંદે આપ્યાં પસાએ. તેને
ઉલટ અંગ ન માએ.૭ પુરવછાયા—રાજા વાણી બોલી-
યા, સાંભળ તું કામદાર;હવે વહેલા થાઓ સહી, પર-
ણાવું મુજ બાળ. ૧ પછે વીવા કીધો સહિ, પરણાવ્યો
પ્રધાન; રાજપાટ સોંપ્યું સહી,દીધાં ઝાઝાં માન. ૨ પ-
છે ધાંચીની પરણ્યો સહિ,પરણ્યો કુળવંતી નાર;સુંદર

તો સુખ પામીઓ, ભાગ્ય તણો નહી પાર.૪ કવીજન તો વળી એમજ કહે. કરમજ મોટા હોએ;માન પામેપરદેશમાં,ગાંજી ન શકે કોએ. ૫ કરમજ જેના પાધરાં તેને વશ સઉ લોક, કવીતા વાણી એમ કહે કરમવીના સઉ ફોક. કરમ વિના નર જયાં ફરે ત્યાં ન પામે માન; જેનરછે અભાગીયો, તેને શુધબુધ નહિ સાન. ૬ ચોપાઇ—સુંદર પરણ્યો તે રૂડી પેર, સુખ ભોગવે સ્વર્ગનીપેર; કામકાજ પુછી સૌ કરે, દેશો આણ સુંદરની ફરે.૧એક દીવસ થયો સંધ્યાકાળ. મોહોલમાં બેઠી ચારે નાર; મોહોલ મધ્યે આવ્યો પ્રધાન, રાણિએ ઘણાંદીધા માન. ૨ પ્રભાવતી બોલી વચન,વાત કહુ સાંભળો રાજન;તમો છોજી ચતુરસુજાણ તમ આગળ અમે અજાણ.૩ તમે ચતુર શીરોમણી માહારાજ, એક અમારૂં કરોને કાજ;તમ આગળ વાત કીજીએ, તેનો ઉતર અમને દીજીએ. ૪ સમશાએ તે કેશુ સાર, એમ બોલી પ્રભાવતી નાર;ચારે પાસે બેઠી છે કામન,હેતે વાત કરે ભામન. ૫ ચોપાઇ—ચતુરાઇથી વાતો કીજીએ, આપો ઉતર તે સાંભળીએ; પેછે રાણીએ શમશા કહિ, તેતો રાજા સાંભળે સહી.૧ પુરવછાયા—નારી બોલી મુ-

ખથકી, સાંભળો ચતુર સુજાણ; પાંચ પપા વાહાલા પુરૂશને, તે બતાવો નીરવાણ, ૧ પાન પાઘને પદમની પ્રેમલને પોશાક; કાંઈક પુછો અવનવું, જે કહો તેવા ચાએ. ૨ ધન ધન નારી તુજને, ધન ધન રાજકુમાર પાંચ કકા વાહાલા પદમની, તે કહોને અવીધાર. ૩ કાજલ કુમકુમને કંચુકી, કસુંબોને કંથ. એ પાંચેવાલાં કામની. વળી મુજને તું પુછત. ૪ સુંદરવાણી બોલી ચો, સાંભળરે તું નાર; તમમાં ખોટજ પાંચ છે, અમને ત દેખાડ. ૫ કુડકરૂપ કુલક્ષણી કુડીનાર કરનાર; એ પાંચ નથી મારી કને, સુણો તમે અવિધાર, ૬ તમે કહોછોકે અમે એકલા, પણ તમ સાથે છે સાત; તે પ્રતક્ષ દેખુ સહી, બતાવોનેનાથ. ૭ તીરકસ તરવાર ભાલો ને તોખાર; ખેડુ હુજો ચાબખો એ સાતે મુજને સાર, ૮ ચોપાઇ--પ્રભાવતીએ વચન કહયું તેતો સુંદર સર્વે લહયું; વળી કુળવંતી બોલી નાર, સાંભળોને મારા ભરથાર, ૧ મેતો દુખદીધુ તમને કંથ તેથી જીભ ઉપડતી નથી; તમોછોજી ચતુરસુજાણ, પુછુ તેનુ કહો પ્રમાણ. ૨ પુરવછાયા--જે મષ્યેગંગાજલ વસે જટા બીરાજે શીશ; નેત્ર ત્રણે કહો મુને, નહી ઉમીયાપત

ઈશ. ૧ ત્યારે સુંદરવાણી બોલીયો, સાંભળરે તું નાર, શીફળ નામછે તેહનું સાંભળ તુ વીશવાર. ૨ એકનારે નરને ગળ્યો, તેને દીસે સોભાવંત. તે હમણાં છે તમ કને, તે બતાવો રાજન. ૩ સુંદર વળતુ બોલીયો સાંભળ તું કામન, જામો નામછે તેહનુ. કહુ હું તુજને વચન. ૪ એક પંખી ઉડે જીવજાણ, બેશે જેણે ઠામ મૃત્યુ પામે દેખતાં, તે કહો મુજને સ્યામ. ૫ ત્યારે સુંદર વળતો બોલ્યો, મનમાં રાખી ધીર, તેં પુછયું જે કામની, તેનું નામજ તીર. ૬ બે રાણિને સુંદર કહે, તમો છો ચતુર સુજાણ, અમને ઉત્તર આપીએ, હું બોલું તે પ્રમાણ. ૬ ચોપાઈ—તું તો સાંભળ કુળવંતીનાર વળી રતનસેનનિ બાળ, મુગ્ધો હું તો મારૂ નામ, હું હું જાણુ અનુરાગના ઠામ. ૧ એક વાતનો અર્થ કીજીએ, પછે અમને ઉત્તર દિજીએ, શામશામાં કહુછું સાર; તમે સાંભળજો તે નાર. ૨ પુરવછાયા નર બે ગળ્યા નારીએ; જગત જીવાણુ જેહ, તે વાહાલી નારિ નરને, મુજને બતાવો તેહ. ૧ કુળવંતી એમ ઓચરી; સાંભળો મારા સ્યામ. તમો અમને જે પુછીયુ. તેના કું ચુશીમાં છે ઠામ, ૩ નર બે રૂપે આગલા. અસ્ત્રી ને વં

ઝાલા અપાર; જલસ્થ ચુંબન કરે, તે બતાવો નીરધાર. ૩ નેત્ર નિહાલે સરવને, સામુ ન જોવાએ; તેમાંતે એ નર રહે,અષ્ટ સત નરબાંધ. ૪ સમશા કહી તે સાંભળો, બાંધો બંધન એક; તે નરતો પાસેજછે વાલોતુજ વીશેક. ૫ તારી જનુનીએ વરયો,તે થાશે તારો કંથ; તે બતાવો સુંદરી, વાત એમ પુછંત.૬ કુળવંતિ વળતુ એમ કહે. સાંભળો બાવન વીર; ચાંદલો નામ છે તેહનું મન રાખો તમે ધીર. ૭ ચોપાઈ—બોલી વણીકની બાળ, અમે રાંક વરણથી અઢાર; તેલ વેચીને પેટજ ભરીએ, તેની વાત ઝાઝી શું કરીએ. ૧ અમે ગરીબ માણુસ જેહ, એતો રાજપુત્ર કહીએ તેહ; એક વાત કહુ છું તમને, રીસ મા કરશો અમને, ૨ એક અમે પુછુ વાત. તમે સાંળળો મારા નાથ; શમશામેં કહિએ જાણુ, તમે સાચુ બોલો પરમાણ. ૪ પુરવછાયા—સાચુ બોલજો મુખ થકી, રિસમાં કરશો લગાર; વાતનો અર્થ કીજીએ, સાચુ કહુ અવીધાર. ૧ પીળો પણ પોપટ નહીં, કાળો પણ નહી નાગ, પાંખો પણ પંખી નહી, ઉડે પણ નહી કાગ. ૨ કુશુમ પ્રેમલ વાહાલો ઘણો, દમ ઉપર રહે જે; પુછયુ તમે પ્રેમદા,ભ—

મરો નામજ તેહ,નારી પણ નીરબળ નહી, કાળી પ-
ણ નહી કોલ; દરે રહે પણ નાગણ નહી, રાજા સાચુ
બોલ. ૩ જે બાંધે બલ બહુ ચઢે, શોભે સુરને નાર;
મત્યુ પામે બેસતાં તેનુ નામ તરવાર. ૪ ચોપાઇ—શા-
મકુવર ઘાંચીની બાળ, તેતો વચન બોલી રસાળ, એ
તો નારી ચતુરા સોએ,તેપર મન તમારૂ મોહે. ૧ એમ
કહીને બોલીનાર, મારિ વાત સુણોને લગાર; સાચુ ક-
હો તમે મારા સ્વામ,મનની તે પુરો હામ. ૨ એકવાર
તેનો અરથ કીજીએ, હિંમતે તેનો ઉતર દીજીએ;હુંતાં
સમશા કહુછુ સાર,તમે સુણો મારા ભરથાર. ૩ પુરવ
છાયા—નર એક નામાંકીત સદા, સુત છે તેના બાર;
ચાલે એક પછી બીજો, સ્થીર નહિ લગાર.૧ત્યારે સું-
દર બોલીયો, સુણ તું ચતુરા નાર,પુરૂષ સંવત્સર ભ-
લો. સુત તે માસજ બાર.૨ ચાર કટકે નર નીપજે, બે
નારી નર ચાર; બે માંહે વંઠળ વસે,તે બતાવો ભર-
થાર. ૩ ત્યારે સુંદર એમ કહે, સાંભળ તુ કામન; પ-
લંગ નામછે તેહનુ,જેપર કીજીયે સયન.૪ સુપનું માં-
ડણ સરવનુ, જેને વાધે કામ; તે વાહાલુ વણુ તમકને
બતાવો તે શામ. ૫ અમુલખ જે કામની વણતોલે વે-

ચાએ;જેમજેમ આઘે સંચરે, મુલ મોઘેરાં થાયે. ૬ સું-
દર કહે નારી સુણો, સમશા પુછુ નાર; જુગતેથી તે જા
ણીએ પ્રેમદા તેતો પાન. સોળ સાહેલીમાં રમે ખેલે
ત્રણ કુમાર; તમ ઘર તે અમ દેખતાં, તે બતલાવો ભ-
રથાર. ૮ રાજા લે તારી દેખતાં. દેખતામાંતો દેહ; હા-
મરે જીતે હોડજ કરે. સામા સોગટાં તેહ.૯ચોપાઇ—એ-
મ કરતાં થયો પ્રભાત, પછે સમરયા શ્રીભગવાન;ઉના
પાણી થયા તૈયાર, સુંદર નાહયા તેણીવાર. ૨ ભોજ-
ન કીધુ રૂડીપેર. સુખ પામ્યો પોતાને ઘેર; સુંદર ઘોડે
થયો સ્વાર, વેગે આવ્યા રાજદુવાર. ૩ સુંદર આવ્યો
સભા મોજાર, આવી રાજાને કીધો જુહાર; રાજાએ ઘ-
ણાં દીધા માન, આવોઆવો દેશ દીવાન.૪ સુંદર વ-
ના નવ ચાલે ઘડી, ઘણી પ્રીત જીવ સાથે જડી; સુંદર
જે કરે તે થાય, સુંદર વીના ઘડી ન રહેવાએ. ૫ સું-
દર પ્રાણ તણો આધાર; સુંદર આખો કરે ઠાર; ભેળા
બેસી કરોભોજન, ઘણું સુંદરનું બાંધ્યું મન.૬ રાજા-
ની રાણીછે પચાસ, ઘણું કરતા સુંદરશુ હાસ્ય; સુંદ-
ર આવો કરીએ પંથ, ચાર રાણી કેરા કંથ. બેસેક ચે-

રી મોજાર, આવો સુંદરનો દરબાર; સુંદર આપે તે રાજા ખાએ, ભેળા પ્રગીયા રમવાને જાએ. ૭ સુંદરને કહે રાજા બોલ; આજ નહિ કોઇ તારે તોલ;લાડકો રાજાજીનો કહેવાએ; સુંદર જે કરે તે થાએ. પુરવછાયા- ઘણા દીવસ એમ વહી ગયા; સુખમાં અપરમપાર સુંદર સુતો મોહોલમાં. પાસે કુળવંતી નાર. ૧ ઘર પોતાનું સાંભરયુ, માત તાતને ભ્રાત, મલીએ વેગે તેહને, સુખ દુખ કહીએ વાત. ૨ ચોપાઇ એમ સાંભરે માતને તાત, બીજા સાંભરે છે નીજ ભ્રાત. તેથી સુંદર કરે આંસુપાત, વારંવાર સંભારે માત. ૧ જેણે દીધિ મુજ આશીષ, જીવો પુત્ર કરોડ વરસ; અંતરમાં વીમાશણ કરે, હૈડામાં માતા સાંભરે. ૩મારી સ્ત્રી રૂડી હતી સાર, તેનો વીજોગ છે અપાર કૃપા કરે જો દેવ મોરાર, જઇને મળુ આણીવાર. ૪ પુરવછાયા—એમ જાણી રૂવે સહી,ચીંતા કરી અપાર;વળતી બોલી ત્યાં સહી, જે કુળવંતિ નાર. ૧ ખમા ખમા મુજ કંથજી શું ઉપજ્યુ દુખ; વાત કરો મુજ આગળે, જેમ તમને થાય સુખ. ૨ કોણે તમને દુભીયા,શું પ્રભાવતી નાર શું બોલી વણીકની દીકરી, દુભ્યા કાંઇ ભરથાર. ૩

ઘાંચણ કેરી દિકરી, બોલી છે કાંઇ વાણ; સાચુ બોલો કંથજી, કહો મને નીરવાણ. ૪ સજાએ કંઇ દુભીયો, કેમ નઇણે આવ્યાં નીર; તે માટે મુજને કહો, કે સુખ નથી શરીર. ૫ ચોપાઇ—સાચુ કહોને મારા સ્વામ ગુ- ણથી તમને આરામ; હું જાઉં તમ ઉપર બલીહાર. તમને ખમા ખમા ભરથાર. ૧ સુંદર બોલ્યો મુખથી વચન, સાંભળ વાત મારી કામન; મુને વરસ થયાં છે બાર, દેશ મુકયો ને આવ્યો આઠાર. ૨ હવે જાવું મા- રે ત્યાંહાં,પ્રભાવતીને તું સમજાવ; તારી ઉપર રાખેછે ભાવ ૩ ત્યારે બોલી કુળવંતી નાર, તમે સાંભળો મા રા ભરથાર; મને પણ સાંભરે મારી માએ, દશ વરસ વહિને જાએ. ૪ પછી રજની વીતી તતકાલ, એટલે થયો પ્રાતુશકાળ; ત્યાં આવી પ્રભાવતી નાર, બીજી આવી ઘાંચીની કુમાર.૫ કુળવંતી બોલીરે વચન સાં- ભળો પ્રભાવતી કામન: સાંભળ તું ઘાંચીની કુમાર, એક ઉપન્યો છે મન વિચાર. ૬ આપણ કહીએ જે હાસ્યવચન, દુખ ઉપન્યુ.તેનું મન;સ્વામી ચીંતા ક- રે છે અપાર, આંખે ઝરેછે આંસુની ધાર. ૭ તેને સાં- ભરે છે માતને તાત;પછે સરવે માની વાત પ્રભાવતી

સાંભળ તું વચન,તુંતો શુણ ભદ્રશેનની તન. ૮ સમ-
જાવો તમારો બાપ, સુખ થાયે ને ટળે સંતાપ; આપ-
ણુ જાવું સાસરે જાણુ, ત્યારે પ્રભાવતિ બોલી વાણ.૯
સાસરે જાયછે સઉ નાર, એમ ચાલ્યો જાએછે સંસાર
સમજાવું પીતા ને સોયે, તેનો નકાર ન કરે કોયે.૧૦
પુરરછાયા--તે દિવસ એમ વહિ ગયો, સંધ્યા સમે
નીરધાર; દરબારેથી આવિયા, સુંદર જે કામદાર. ૧
આવીને ભોજન કરયાં સુવા ગયો કામદાર; પ્ર-
ભાવતિના મહેલમાં આવ્યો તેને ઠાર. ૨ પુષ્પે સજ્યા
પાથરી, ઉપર પોઢયા જાણ; મુખ ઝાંખુ ત્યાં દેખીને
બોલી મુખથી વાણ. શા માટે તમે અણગણા, કહો
તે મુજને વાત;જેમ કહો તેમ હું કરૂ,ચીન્તાટાળો નાથ
૪ ત્યારે સુન્દર બોલીયો. તુ સાંભળ રાજકુમાર; દેશ
મને બહુ સાંભરે, વરસ થયાં છે બાર,૫ તે માટે જાશુ
સહી, પીતા દેશ મોઝાર; મન ગમે તો આવજ્ને- સાથે
ભેળાં નાર.૬ ચોપાઈ–તમે ચાર છો કામન, વાત આ-
વે તમારે મન; અમે જાશુ અમારે ઘેર, દીવસ થયા
ઘણા બહુ પેર. ૧ તવ બોલી પ્રભાવતી નાર, તમે સાં-
ભળો મારા ભરથાર;જેમ કહો તેમ અમે કરીએ વાત

તમારી ચીતે ધરીએ, એક વાતનો કહીએ વિચાર, તમે સાંભળો મારા ભરથાર; કયો દેશ ને કયુ ગામ. કોણ માત તાત લીયો નામ. ૩ કેમ નીસરયા છો પરદેશ હજી છો તમે બાળે વેશ; તેતો વાત કહોને ખરી અમે સાંભળીયે ચીત ધરી. ૪ પુરવછાયા—તવસુંદર વળતા બોલીયો, સાંભળરે તુ નાર; વાત માંડી કહુ તુજને તેહ તણી વીચાર. ૧ કનકાવતી નગરી સહી, ત્યાં કનકસેન રાજન, ચાર ભાઈ અમો ખરા, માનો સત્ય વચન. ૨ ચોપાઇ—પીતાએ કહયું ચારને વચર. કેને નશીબે જમોછો અન્ન, તેતો કહોને સત્ય વચન. તમારે નશીબે જમીએ અન્ન. પછે મુજને પુછયુ રાજન કેને નશીબે જમે તુ અન; ત્યારે મન કરયો વીચાર. જુઠુ નવ બોલુ લગાર. ૨ ત્યારે બોલ્યો વચન સાક્ષાત, નશીબ કરે તે સાચી વાત; એમ બોલ્યો હું નીરધાર જેણે જન્મ દીધો સંસાર ૨ ઇશ્વર પુરે સર્વને અન. પીતા માનોને મુજ વચન; ૩ પુરવાછાયા—વાત એવિ સાંભળી, રાજાને ચડી રીસ; કાહાઢો અને વન વીષે, નહીતર છેદિશ શીશ. ૧ માટે ત્યાંથી નીસરયા; આવ્યો રતનનગરિ માંહે; રતનસેન રાજા ખરો; પીતા કુ

ળવંતીનો ત્યાંએ ર ઘણા દીવસ ત્યાં રહ્યા, આવ્યા આ
ણે ઠામ; તે પછે વજીર થયો કરયુ રાજાનુ કામ ૩ બી-
જી વાત જે નીપજી તે સર્વે જાણો નાર, જાશુ અમારે
દેશડે, સત્ય કહુ નીરધાર.૪ ચોપાઇ—એમ વાત કહી
કામન, મુખથી બોલીછેભામન;તમે સાંભળો મારી વાત
જઇ સમજાવો મારો તાત.૬ હાસ્ય વીનોદ કરો કામ-
દાર; આવ્યા કુળવંતિ દ્રાર. કુળવંતિ બોલી મુખસા-
ર, તમે ભલે આવ્યા ભરથાર. ર તવ બોલીછે રતુકાર
વિચાર શું કીધો નર નાર, અમ આગળ કહો તે વાત
તમે સાંભળો મારા ભરાત.૩ પુરવછાયા—સુંદર વળતો
બોલીયો, સાંભળ તું રતુકાર;દેશ આપણે મુકીયો, થ-
યાં વરસજ બાર. ૧ હવે ત્યાં જાવુસહિ, કીધો એ વીચા-
ર; વચન એવાં સાંભળી રાજી થઇ રતુકાર. ર કુળવં
તી વળતી કહે; સાંભળો મારા સ્યામ; વેહેલા થઇને
પરવરો; કરવું વહેલું કામ. ૩ પછે ભોજન કરી નીસ
રયા, આવ્યા રાજદ્વાર; ભદ્રસેન એમ બોલીયા, ભ
લે આવ્યા કામદાર. ૪ બે ઘડી બેઠા સહિ, તવ દીઠુ
ચંચલ મન; ઝાંખુ મુખ દેખી કરી, તવ બોલ્યા રાજ
ન. ૫ ચોપાઇ—ત્યારે મુખથી બોલ્યો રાજન, ઝાંખુ

મુખ દેખી પ્રધાન; જે વાત હોય હૈદે, તેતો સાચુ તુ અમને વદે. ૧ ત્યારે સુંદર બોલીયો તેણીવાર, સાંભળો રાયે કહુ વિચાર;અમારે જવું છે ભોજન, હવે જવાનુ થયુછે મન. ૨ બાર વરસ અમને વહી ગયાં માટે હવે નવ જાયે રહયાં; સાચુ તમને કહુછુ રાયે, હવે અમને કરો વીદાએ. ૩ ત્યારે રાજા બોલ્યો મુખ વાણ, સાંભળ સુંદર ચતુર શુજાણ; તમ વીના અમને નવ રહેવાએ, ઘડી એક વરસ સોની થાએ. ૪ અહીં તમે ભોગવો રાજ, ત્યાં ગયાનું શુ છે કાજ; થનાર હસે તે દેશુ થવા, પણ નહી દઉં તમને જવા. ૫ ત્યારે સુંદર બોલ્યો સાર, અમને વરસ થયાછે બાર; હવે શીખ દીયો રાયન, તમને છેલુ કહુ વચન. ૬ પુરવછાયા—રાજા હશીને બોલીયા. જોર તણુ નહી કામ; ચાર દીવસ રહો તમો. આ પણ તમારૂ ગામ. ૧ તવ જુહાર કરીને ઉઠીયો, સુંદર તેણીવાર; વેગે ચાલી આવીયા. પોતાકેરે ઠાર. ૨ ચોપાઈ-સુંદર આવ્યો પોતાન ઠાર, ત્યારે બોલી રતુકાર; કહો શું બોલ્યા રાજન તેતો કહો અમને વચન. ૧ પછી બેઠી ચારે કામન, બોલી સાકરબાઈ ભામન;તમે સાંભળો મારા કંથ, કેમ જાવાનુ કાઢો પંથ

૨ ચારેનુ જ્યારે માનુ મન, આપણા દેશ જઈએ કામન તવ બોલી વાણીકની બાળ, તમે ગમે તે કરો તતકાળ ૩ તત્પરાઈ કીધી કામદાર, ચારે નારી થઇ તઇઆર તેડું આવ્યું રાજનુ સાર, મહેલ પધારો તમે કામદાર. ૪ તમ વીના ન સુજે લગાર. તેતો માને સાચુ નીરધાર કટક સજાઇ કરોને ઘણી, ખરચી લ્યો રૂપઈઆ ગણી ૫ પેરામણી ઘણી કીધી રાએ, સુંદર ચાલવા તતપર થાએ; સાથે સેન તણો નહિ પાર, રથ તઈયાર કરાવ્યા સો ચાર. ૬ પુરવછાયા—દુંદુભી વાજાં ગડગડાં, નકી પોકારે લલકાર, સેનચડી તઇયાર થયું રાય આવ્યો તેણીવાર. ૧ સુંદર ઉઠયો તરતશું, રાજાને દેતો માન; હલ હલ કરીને ઉઠીયો, અસ્વાર થયો પ્રધાન. ૨ સેન સરવે નાસરૂ. નગર બહાર તે વાર; પાછળથી વળીઆવીઆ, રાજા ને વળી કામદાર. ૩ હળીરળી પાછા વવળયા. વળયા માજન ને રાએ; બધાય ત્યાંથી પરવર્યા દોમજલે જાએ. ૪ ચોપાઇ—દિન સાત થયા તેણીવાર. આવ્યા વતનપુરીમાં સાર; કુળવંતીનો તાતછે જહાં, આવી તંબુદિધો તાંહાં. ૧ ત્યારેજાણું કુળવંતીનાર.મારે પીયેર આવ્યા કામદાર; રતનસેન સાંભળી વાત,

કોઈ આવ્યો પ્રથવીનોનાથ.૨એના કડક તણો નહી પાર હવે શું કરવું કામદાર;રાજપુત્ર બોલ્યા વચન. મોટા ભુપ નમાવ્યા રાજન.૩ આપણે પણ નમીએરાજન તેજપાલે કહ્યું વચન; એક અશ્વકરો તઇયાર, તેને સણગારયો તે ઠાર. ૪ સુવરણ થાળને લીધો ત્યાંહી, ભર્યા હિરા રતન તેમાંહે; રાજા પાલો થયો તેણીવાર, ધનલઇ તે ચાલ્યો કામદાર. ૫ આવ્યા સામા ચાલી રાજન ત્યારે સુંદરે વીચારયું મન; એને મળુ આનંદ ભેર, પછેજાણશે સઘળી પેર. ૭ પુરવછાયા—એ પીતા કુળવંત તણા. દઇએ તેને માન; એટલે આવીને મળ્યા રતનશેન રાજન. ૧ રતનસેન જાણે નહિ, સુંદર છે કામદાર;ત્યારે બાર નીસરી,પોતેતે રતુકાર.૨ પીતાજી આવો અહી, તેછે તમારી બાળ, રતુકારને દિધો સહી વીશમય થયો ભુપાળ. બાપ દિકરી બંને મલ્યાં, હઇયાં ફાટે તે રોય; ચોવટ સઘળી જોઈ રહિ, ટગમગ ઉભી જોએ. ૪ ચોપાઇ—પછે કુળવંતી બોલી વચન, જામાત્રાને મળો રાજન;પછે મલ્યા સસરો જામાત્ર,એમ કુશળની પુછી વાત; પછે શાહેરમાં આવ્યા રાએ; સસરો જમાઇ આગળ થાયે; તેજપાલ ચાલ્યો પ્રધાન,

તેણે તો ઘણા દીધામાન.૨ આવ્યા આવ્યા નગર મો-
જાર, હરખપામ્યા સઉનરનેનાર; પછે ભોજન કરાવ્યા
રાજન, દિધાં લશ્કરને ભોજન. ૩ પ્રધાન ફરે નોતરે
નગર આખુ ત્યાં ભોજનકરે;પછે થયો ત્યાં સંધ્યાકાળ
જમી રહયા બાળ ગોપાળ.૪પછે દરબાર કચેરી મળે
પાસે ચોસઠ દીવા બળે; બંદીજન ત્યાં કરે વખાણ,
ભલો ભલો તું સુંદર રાજન.૫ રત્નસેન સહુરાજીથા-
એ; ભલે આવ્યા તમે સુંદર રાએ; મારા ભાગ્ય તણો
નહી પાર;આજ સફળ થયો અવતાર. ૬ કુળવંતી સુ-
તી હીંડોળે; તેને દાસીયો વાયુઢોળે; પ્રભાવતી સુતિરે
પલંગ; વણીક પુત્રી ભેળી સંગ. ૭ સુતિ વાંચી કેરી
બાળ; એમ સુતી સ્ત્રી ચાર. પછે સુતોસુંદર પાસ સ-
રવેને ઘણા ઉલ્હાસ.૮પછે રાજા કેતેમની પેર;તમને પ્ર-
ભુએ કીધી મેહેર, કેમ પરણ્યા ચાર કન્યાએ, તેતોવા-
ત કરોને રાયે. ૯ સુંદર બોલ્યો ધરતો લાજ, જાણતાં
પ્રભુએ કીધું કાજ; ઝાઝી વાત પુછો રાયે, એમાં
થનાર હોય તે થાયે. ૧૦ ત્યારે રાજા સમજો મન પછે
બોલ્યા નહી વચન; રાજા મુખથી એમજ બોલે, સુંદ-
રને કોઇ ના આવે તોલ. ૧૧ ચોપાઇ—હવે રાજા વોળા-

વાજાએ; નીશાન વાળો આગળ થયો, તેજપાલ ભલો કામદાર, વળાવા જાયે નરનેનાર. ૧ સૈ આવ્યા એ-ક જોજન, પડી રાત ત્યાં કીધુ ભોજન;તંબુઉભા કી-ધા તે સાર, રાતે સુખીયાં થયાં નરને નાર. વીતી ર-જની ને ઉગ્યો દન, શીખ માગી ત્યારે રાંજન; પછે વળાવ્યા કુટુંબ પરિવાર, સરવ સુંદરને કરે જુહાર.૨ શીખે માગીને વળીયા નેહ, હરખ પામે સુંદર તેહ; વજડાવિયા તે ઢોલ નીશાન, માગણ જનકરેબહુવખા-ણ. ૪ જેટલા આવે આડા દેશ; ધન આપી નમેનરેશ; ખટ માસ એમ વહીને જાય, કનકાવતીએ પોહોચ્યાં રાય. ૫ ત્યાં છે કનકસેન નરેશ. તે તો ખોઇ બેઠા છે દેશ; ગામ એક રહ્યું છે સાર, તેમાંરહેછે બાળગોપાળ ૬ બીજા પોતાના જે છે દેશ, ઝુટીલીધા અન્ય નરેશ; જેના ભાગ્યમાં હતુ રાજ, સુંદર કહાડી મુકયોમાહારા-જ. ૭ દુરબુધ્ધા આવિરેરાજન. તેનેકીધો ઘણો અભી-માન; જે પ્રાણીકરે. તેતો નીસ્ચયે ભુખેમરે. ૮ અભીમા ન રાવણે કીધ, રામે મારિને લંકા લીધ; ગરવ કીધો તે દુરયોધન, તેતો પામ્યો ઘણો વીઘન, ૯ સાત ભાપ તેને કહેવાય, તતો મુળ સમુળા જાયે; અરજુને કીધો

અભીમાન, તેને દુભ્યા શ્રીભગવાન. ૧૦ રાજપાટ તે ખોયું રાએ; બાર વરસ માહા દુખીયા થાએ; પછે ઉગારયા ભગવાન, માટે નવધરવું અભીમાન. ૧૧ અભીમાન સમુદરે કીધ, અગસ્તે આંચમન કરી લીધ; એમ જે કરશે અભીમાન, તેમાં દુભાએ શ્રી ભગવાન. ૧૨ પુરવછાયા—અભીમાન કીધુ રાયજી, તો ગયું નીજનું રાજ સુંદર જો આવે સહી. તો રૂડુ થાએ કાજ. ૧ સુંદર આવ્યો સીમમા, તવ રાજા કંપ્યો મન; એક ગામ છે માહારે, તે જાશે જગજીવન. ૨ હવે હું તો શું કરૂ, તરૂ કોણ ઉપાયે; ધન મુજતે મળે નહી, શું આપુલાગુ પાએ. ૩ સુંદર પુત્ર મે કાઢીયો, કરમી હું તો જેહ; ત્રણે પુત્ર અભાગીયા. દુખબહુ પામયોતેહ. ૪ ચોપાઇ—સુંદર પુત્ર હતો હોશીઆર, તેને કાઢયો વન મોઝાર એ હોયે તો લીએ કોણ નામ, પુરેમનડા કેરી હામ. ૧ ત્રાગટ—રાજા કરેછે બહુ રૂદન. લાડકવાયો મારો તન તેતો વળી મેં કાઢીયો વન, પુત્ર ખોયોમે હાથથીરે. ૧ સુંદર પુત્ર જોમાહરો હોયે તોમુંને ગાંજી શકે ના કોયે એમ કહિ રૂવે રાજન. પુત્ર ખોયોમે હાથથીરે. ૨ સુંદર મારો પ્રાણ આધાર. હવે હું જીવુ નહી લગાર; નીસ્ચે

મારૂ પેટ કટાર, પુત્ર ખોયો મે હાથથીરે. ૩ રાજા મુખથી બોલ્યો વાણ, હવે હું કાઢું મારા પ્રાણ; બીજુ આવે ઓરાણ, પુત્ર ખોયોમેહાથથીરે.૪ કટક આવ્યું મારે ગામ, તેતો મારૂ લેશે નામ તેમાટે મરૂ આ ઠામ પુત્ર ખોયો મે હાથથીરે.૫ એમ કહી કાઢયો કટાર,હવે મરૂ આણે ઠાર; હાથે જઇ વળગ્યો કામદાર, ધિરજ ધરો મન લગાર. પુરવછાયા—પ્રધાન વાણી બોલીયો, સાંભળીરે રાજન; કરો ઉપાય તમને કહુ ધિરજ રાખી મન. ચોપાઇ–તમે ધીરજ રાખો મન, એક અશ્વલીયો રાજન; તેને શણગારો રૂડી પેર, પુજાસામગરી લીયો પેર ૧ પાળાથઇને નીશરો બાહાર,સાથે બાંધવા નહી હથીયાર; કાચે સુતરે બાંધો હાથ, નહિબોલે પૃથ્વીના નાથ. ૨ પછે તે કરયો ઉપાયે, એમરાજા મળવા જાયે ભેળા ચાલ્યા રાજા પ્રધાન, આવ્યા લશકરને મુકામ ૩ આડા ઉભા છે છડીદાર, તેણે ઉભા રાખ્યા તેણે ઠાર; ખડે રહે ભાઇઅહીં,હુકમ નહિ ખાવનકાતહી.૪સુંદર પાસેગયોછડીદાર, કોઇ આયાહેતંબુ બહાર; તેણે કહી મુખથી વાત,કઇહે પૃથ્વીનાનાથ. ૫ ભેલાબઆયાહેઅપાર સુખે ખડાહે તંબુબહાર;જેસાહુકમ કરોતમ રાય,

ત્યારે સુંદર વીસ્મે થાએ. ૬ સુંદર ઉઠીયો તેણીવાર, હાથ જોડી છોડયા હથીઆર; પીતા પાસે આવ્યો તન નિર વહેને કરે છે રૂદન.૭ રાજા આવ્યો તંબુ મોજાર, આવી સુંદરને કીધો જુહાર; સુંદર સામો આવ્યોતાંહે રાજા વિસ્મ પામ્યો મન માંહે. ૮ પુરવછાયા—રાજા ત્યાં વીસ્મે થયો, જે આતો સુંદર તન; જોતાં આંસુ આવીયાં, ભલોતું જગજીવન. ૧ સુંદર વળતો બોલીયો, ઓળખો છો મારા તાત; હું તો પુત્ર તમ તણો. સાંભળો મારી વાત. ૨ ચોપાઇ—રાજા મન થયો રળીઆત; જઇ બેઠા પુત્રની સામ; હરખ આંસુ આવેજેહ ભાવે કરીને ભેટયા તેહ. ૧ પછે આવ્યા તે નગર મોજાર; સરવે ઘોડે થયા અસ્વાર, ત્યાંથી ચાલી આવ્યા ગામ માંહે માણસ મળીયાં જોવાં ત્યાંએ. ૨ નગર તણી નારી સોએ, તેતો ઉભી સુંદરને જોય. ભલે આવ્યા તે રાજદુવાર, એમ કહે તે નરને નાર. સુંદર આવ્યો રાજદુવાર, આવી માતાને કીધો જુહાર, ભાઈ ભોજાઈ ભેટયાં જાણુ ભેટી રૂદન કરે પરમાણુ. ૪ માતા રૂદન કરેછે અપાર, નઇણેઆંસુ વહે ચોધાર,સુભદ્દર તેને દિયેછે ધીર, આપણે સાહય થયા જદુવીર. ૬

આરે વહુઅર લાગે પાય, સાસુને મન હરખ ન માય, મધ્યાન કાળ થયો જેટલે. ભોજન વેળા થઇ તેટલે ૭ લસ્કર આખુ ભોજન કરે. રાજા હરખ તે મનમાં ધરે, ભોજન કીધુ સુંદર રાય, આનંદ ઓછવત્યાં બહુથાય પુરવછાયા–ઘણા દીવસ એમ વહી ગયા, સુંદર બો-લ્યા વચન, આપણાં નગર જે હતાં, તે કોણે લીધાંરા-જન. ૧ ત્યાં રાજા વળતો બોલીયો, તું સાંભળ મારી વાત; કેટલાંક ઘરાણે મુકયા સહી, વરસ થયાં છે સાત ૨ કેટલાક લુંટી લઇ ગયાં બળીયા હતા જેહ; હવેતમે તો આવિયા, રૂડુ થાશે તેહ. ૨ સુન્દર વળતો બોલીયો ઘરેણે મુકયાં સાર, ધન આપીને તેહને પાછા લો ની રધાર. ૩ જેની પાસે મુકીયાં, તેને તેડાવ્યા જાણ; આ વિને ઉભા રહયા, બોલ્યા મુખથી વાણ.૪ લખ્યુ હોય તે દીજીયે. લોને તમારા ગામ; ધન અમારૂ આપીએ એમાં નહી ઘણુ કામ. ૫ લેખાં કીધાં ત્યાં સહી. ધન આપ્યું અપારઃ જેના જેટલા દોકડા, દીધા રાજકુમાર. ચોપાઇ–દોકડા આપીયા તે પ્રધાન ધનધન સુંદર સ-જન; સુન્દરને આનન્દ મન માંહે ધન આપીને લીધા ત્યાંહ. ૧બીજા ગામ ગયાં ત્યાં સાર જુદ્ધ કરીને લીધા

તેણીવાર;આ સુન્દર જેવા ન કોઇ જોઇ સઉરાજી હો-
ય. એમ વધતાલ કહે સુણોરાય એતો હરી પુજાના
ફળથાય, જેણે વીપ્રને આપ્યા અન્ન જેણે નીચને કરા-
વ્યા ભોજન.૪ રૂડા તીરથ કરે નર કોઇ એતો હરી પુ
જાના ફળ હોય. ઘોડા હસ્તી બાંધ્યા દ્વાર મોટા પુત્ર
મનનો ગરવ, પછે સોંપ્યુ સુન્દરને રાજ. કનકસેન સ-
મર જગરાજ ૬ પુરવછાયા—રાજસોંપ્યુ અતિ રાજશુ
સુન્દરને તે વાર; સજન સહોદર હરખીયાં મનમાં અ-
પરંપાર. ૧ સુન્દર કથા રળીઆમણી. શુણજો રાખી
ભાવ.મનઇચ્છીત ફળ પામશો આ જગમા શુભલાભ.
૨ શ્રોતા વક્તા સાંભળો કહે કવી કરજોડ. રાતદીવસ
મુખથી વદો જયજય શ્રી રણછોડ. ધીરજ ધારમન
વિષે તેનો બેલી રામ. મુખ થકી નવ મુકવું ઉતમ
હરીનુ નામ૪સુન્દર બહુ પામીયો સુખ. પરમેશ્વર પ્ર-
તાપ સજજન સર્વે સમજો. મુકતી થશે સૌ પાપ. ૪

**સમાપ્ત.**

# ગુજરાતી મોટર ગાઈડ.

## ૧—૨—૩-૪-૫-૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક.

આમાં એંનજીન અને તેના ચાર સ્ટ્રોક, સકશન સ્ટ્રોક અને ઇનલેટ સ્ટ્રોક કોંપરેશ સ્ટ્રોક, પાવર સ્ટ્રોક એકઝો સ્ટ્રોક. વાલ્વ એન્ડ કેમ, ડબલ દાનાનુ કેમ શાફ્ટ, વ્હોલ્વના ટાઇમીંગ, વ્હોલ્વના ટાઇમીંગ વીગેરે પેટગેસ, કરન્ટ રેટર, તથા કામ્યુટેટર બેટરી તૈયાર કરવાની રીત એકયુમ્યુલેટર ચાર્જીંગ ઇનડક્શનકોઇલ, સ્પાર-કિંગ પ્લગ, કોનટેક્ટ બ્રેકર વ્હોલ્ટ મિટર ઇનશુલેટેડ વાયર ડિસ્ટ્રિ-બ્યુટર બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પાર્કિંગ પ્લગ મેગનેટો આરમ્યુચર મેગનેટો કોનટેક્ટ બ્રેકર અને ડિસ્ટ્રીબ્યુટર ટાઇમીંગ ક્રિપરને મેગનેટો કેવો બેસાડવો, સીંગલ સીલેન્ડ કમ્બાઇન્ડ વાયરીંગ ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ સીલેન્ડર ફાયરીંગ ઓરડર, ટ્રબલ સીલેન્ડરના ક્રોક ત્રણ સિલેન્ડરના એન્જીનની માહેતી છ સીલેન્ડરના એંજીનનો ક્રોક, વાયરીંગ વોટર કુલીંગ થરમોસ્ટીમ ટયુબ્યુલર રેડીએટર થરમોસાયફન વોટર કુલીંગ સિસ્ટીમ વોટરપંપ કલચેસ લેદરકોન કલચ પ્લેટસફ્રસીંગ ફેરવનારી મોટ્રીપ્લેટ ફરનારી નાનીપ્લેટ કંપલીટ કલચપ્લેગ, ડિફરન બિયલ ગિયર ચેનમગાર્ડ સ્ટિયરીંગ ગિયર લેદર બાઇન્ડીંગ હેંડબ્રેક. ઇનટર્નલ એકસ પેડીગબ્રેક થ્રોટલ લિવર અને એક્સલીરેટર, ગવર્નર. ટાયરમાં હવા ભરવાનો પંપ ટાયરમાં હવા ભરવાનું કોષક ટાયર કાઢવા ટાયર અને ટયુબનો જથો. મહત્વની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે પુસ્તકમાં સમજ ખાતર ઠકાણે ઠેકાણે તેના ભાગના ચિત્ર આપ-વામાં આવેલ છે કિ. રૂ. ૨—૦—૦ પોસ્ટેજ ૦—૪—૦ આના જુદા

મળવાનું ઠકાણું—મહાદેવ રામચંદ જાગુષ્ટે બુકસેલર

ત્રણ દરવાજા—અમદાવાદ

**ધર્મ વિજય પ્રી. પ્રેસ, અમદાવાદ**